ભારતીય વિદ્યા સંશોધન ગ્રંથમાળા—૨૨

# નરસિંહયુગના કવિઓ

પંદરમી શતાબ્દીના મધ્યકાલીન ગુજરાતી
કવિઓ તથા કૃતિઓ

કનૈયાલાલ મુનશી



૧૯૬૨

ભારતીય વિદ્યા ભવન

ચોપાટી : મુંબઈ—૭

: મુખ્ય વિક્રેતા :
ગુર્જર ગ્રન્થરત્ન કાર્યાલય
ગાંધી માર્ગ, અમદાવાદ

પ્રથમ આવૃત્તિ : ડિસેમ્બર ૧૯૬૨

કિંમત : રૂા. ૩–૦૦

: પ્રકાશક :
એસ. રામકૃષ્ણન
કાર્યવાહક મંત્રી, ભારતીય વિદ્યા ભવન,
ચોપાટી : : મુંબઈ ૭

: મુદ્રક :
પી. એચ. રામન
એસોસીએટેડ એડવર્ટાઈઝર્સ એન્ડ
પ્રિન્ટર્સ, ૫૦૫, તારદેવ, આર્થર રોડ,
મુંબઈ ૩૪

# પ્રસ્તાવના

'નરસિંહયુગના કવિઓ' એ 'ફાર્બસ ગુજરાતી સભા ત્રૈમાસિક' (પુસ્તક ૧–૫)માં ૧૯૩૬ થી ૧૯૪૦ સુધીમાં ક્રમશ: પ્રકાશિત લેખમાળાની સંશોધિત પુસ્તકાકાર આવૃત્તિ છે.

મૂળ યોજના વિદ્વાનોના સહકારથી અનેક ખંડોમાં ગુજરાતી સાહિત્યનો એક બૃહદ્ ઈતિહાસ પ્રકાશિત કરવાની હતી. પણ તેમાંથી માત્ર એક જ ખંડ તૈયાર થયો અને તે 'મધ્યકાલનો સાહિત્ય પ્રવાહ–ખંડ પાંચમો' એ નામે ૧૯૨૯માં પ્રગટ કરવામાં આવ્યો. મધ્યકાલીન સાહિત્યના ઈતર વિભાગો માટે ૧૯૨૨–૨૩ થી સદ્ગત મણિલાલ બકોરભાઈ વ્યાસ પાસે મેં હસ્તપ્રતોમાંથી ઉતારા કરાવેલા. આ નોંધોનું સહેજ વ્યવસ્થિત સ્વરૂપ તે 'નરસિંહયુગના કવિઓ.'

મૂળ લેખમાળા પ્રકાશિત થઈ પછીથી અત્યાર સુધીના વીસબાવીસ વરસના ગાળામાં સંખ્યાબંધ મધ્યકાલીન રચનાઓ તથા કવિઓ પ્રકાશમાં આવ્યાં છે અને હજી પણ આવે છે. સમય અને કર્તૃત્વને લગતા કેટલાક કોયડાઓનો પણ ઉકેલ આવી ગયો છે. વળી મધ્યકાલીન સાહિત્યની સાધન-સામગ્રી વિશે કે સમગ્રપણે માહિતી આપતા સંદર્ભગ્રંથો ને ઈતિહાસો પણ લખાયાં છે. એટલે હવે તો સૌ જાણે છે કે ગુજરાતી સાહિત્યનો આરંભ નરસિંહ મહેતાથી નહીં, પણ તેમની પહેલાં ત્રણેક શતાબ્દીથી થયો હતો, અને ઈ. સ. ૧૧૬૭ લગભગની વજ્રસેનસૂરિકૃત 'ભરતેશ્વર બાહુબલિ ઘોર', તથા ઈ. સ. ૧૧૮૫ ની શાલિભદ્રસૂરિકૃત 'ભરતેશ્વર બાહુબલિ રાસ' એ કૃતિઓથી આરંભીને ભીમકૃત 'હરિલીલા' (૧૪૮૫–૯૦) સુધીની અનેકાનેક રચનાઓથી નરસિંહના સમય સુધીનું ગુજરાતી સાહિત્ય સમૃદ્ધ હતું.

આ દૃષ્ટિએ જોતાં હવે અત્યારે પણ આ નરસિંહયુગના કવિઓને લગતી માહિતી અનેક રીતે અપૂર્ણ લાગશે. કેટલીક મહત્ત્વની કૃતિઓ ને કવિઓ આ જ ગાળાનાં હોવા છતાં તેમને અહીં કેમ સ્થાન નથી અપાયું એવો પણ પ્રશ્ન થશે.

પણ આરંભમાં કહ્યું તેમ આ તો અમુક કૃતિઓ ને રચનાઓને લગતી નોંધો જ છે. આ ગાળાનો તેમ જ સમગ્ર ગુજરાતી સાહિત્યનો સળંગ વૃત્તાંત મારા 'ગુજરાત એન્ડ ઇટ્સ લિટરેચર'માં મેં અલગ આપેલો છે. અહીં જેમનો સમાવેશ થયો છે, તેમાંથી ઘણીખરી કૃતિઓ હજી પણ અપ્રકાશિત હોવાથી, તેમાંથી આપેલાં લાંબાં ઉદ્ધરણો ભાષા, શૈલી, સ્વરૂપ ઇત્યાદિ દૃષ્ટિએ ઉપયોગી થશે. નવી હકીકતોના પ્રકાશમાં આવશ્યક એવી કેટલીક શુદ્ધિ સમય, કર્તૃત્વ ઇત્યાદિને લગતી મૂળના લખાણમાં કરી છે અને બેએક કૃતિઓ નિર્ધારિત સમયગાળાથી વધારે પડતી દૂર જણાતાં બાદ કરી છે. ઉપરાંત સર્વત્ર પ્રતિપાદિત વિષયને ઉપકારક સંદર્ભના ઉલ્લેખ આપ્યા છે.

પુસ્તકરૂપે આ આવૃત્તિ તૈયાર કરવામાં ડૉ. હરિવલ્લભ ભાયાણીએ સહાયતા કરી છે તે માટે તેમનો હું આભાર માનું છું.

ચાળીસ વરસ પહેલાં મેં જેની યોજના કરેલી તે ગુજરાતી સાહિત્યનો સુવિસ્તૃત બૃહદ્ ઇતિહાસ હજી પણ આપણી એક વણપુરાયેલી ખોટ રહી છે.

ભારતીય વિદ્યા ભવન
ચોપાટી, મુંબઈ
તા. ૧૭-૧૨-૬૨

કનૈયાલાલ મુનશી



# અનુક્રમ

પૃષ્ઠ



**નોંધ:** પાદટિપ્પણીમાં 'જૈ. ગૂ. ક.' એ મોહનલાલ દલીચંદ દેશાઈ કૃત 'જૈન ગૂર્જર કવિઓ'નો તથા 'જૈ. સા. સં. ઇ.' એ એમના જ 'જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ'નો સંક્ષેપ છે.



# નરસિંહયુગના કવિઓ

(સં. ૧૪૫૦–૧૫૫૦)

# ૧. કુલમંડનસૂરિ

## (સં. ૧૪૫૦)

મંડનનો અર્થ માંડનાર પણ થાય છે, અને શોભાવનાર પણ થાય છે. એ બેઉ અર્થ આપણને આહ્‌લાદક છે. કુલમંડનસૂરિનો પ્રયત્ન ગુજરાતી ભાષાકુલને માંડનાર પણ છે, અને તેને શોભાવનાર પણ છે. એમનો બનાવેલો 'મુગ્ધાવબોધ ઔક્તિક' પંદરમી શતાબ્દીની ગુજરાતી ભાષાનો પ્રથમ પ્રમાણભૂત ગ્રંથ છે. પ્રાચીન ગુજરાતી ભાષાની બીજી ભૂમિકાના વ્યાકરણનું સ્વરૂપ માંડનાર એ જ ગ્રંથ સૌથી પહેલો છે. એના પહેલાં હેમચંદ્રાચાર્યે અપભ્રંશનું વ્યાકરણ આપેલું, તથા સંગ્રામસિંહની બાલશિક્ષા જેવા ઉક્તિઓના તેમ જ કારકવિચારના ગ્રંથો રચાયા હતા.

પંદરમી શતાબ્દીની ગુજરાતી ભાષા કેવી હતી, એ પ્રશ્નનો જવાબ આ ગ્રંથ આપે છે. ક્રિયા, કાળ અને જાતિવિભક્તિના પ્રત્યયો એ જ ભાષાનું લક્ષણ. શબ્દોનાં મૂલ તો બધી પ્રાંતિક ભાષાઓમાં ઠીક ઠીક અંશે એકસરખાં જ હોય, પણ એના ઉપર ક્રિયાપદના, કાળના અને જાતિવિભક્તિના પ્રત્યય દરેક પ્રાંતના જુદા જુદા હોય છે. જેમ 'ભૂ' ધાતુ બધી પ્રાંતિક ભાષાઓમાં સરખો છે, પણ એનું ગુજરાતી ક્રિયાપદ 'હોવું' હિન્દી 'હોના' મરાઠી 'હોણે' આમ પ્રાંતિક રૂપ જુદાં જુદાં થયાં. એનાં અવસ્થાન્તર જોઈએ તો સંસ્કૃતમાં 'ભવતિ', પ્રાકૃતમાં 'હવઈ', અપભ્રંશમાં 'હોઈ' અને ગુજરાતીમાં 'હોય' રૂપ થયાં. એ પ્રમાણે ભાષાનાં સ્વરૂપ-નિર્ણયનો આધાર પ્રત્યયો છે. જ્યારથી ભાષા ગુજરાતી પ્રત્યયો લેતી થઈ ત્યારથી ગુજરાતી ભાષા ચાલતી થઈ. કયા સમયની ગુજરાતી ભાષામાં ગુજરાતી પ્રત્યયો કેવા સ્વરૂપે હતા એ તે તે સમયનાં 'ઔક્તિકો' ઉપરથી સ્પષ્ટ જણાઈ આવે છે, કેમ કે 'ઔક્તિકો' પોતપોતાના સમયની ગુજરાતી ભાષામાં સંસ્કૃત શીખવતા ગ્રંથો હોઈને વ્યાકરણસિદ્ધ ગુજરાતી રૂપો પ્રકટ કરનારા ગ્રંથ છે, એથી ગુજરાતી ભાષાના ઇતિહાસમાં એમનું મહત્ત્વ ઘણું છે.

'ચંદ્ર ઊગે', 'વીતરાગ વાંછિત દે' એ અત્યારનાં આપણાં વાક્ય. એ વાક્યોમાં ઊગવાની ક્રિયાનો કર્તા ચંદ્ર, અને દેવાની ક્રિયાનો કર્તા વીતરાગ એ બેઉ, સં. ૧૪૫૦માં આ ગ્રંથ રચાયો ત્યાં સુધીમાં આવા ને આવા રૂપમાં વપરાતા દેખાય છે. સં. ૧૪૫૦માં 'ચંદ્ર ઉગઇ', 'વીતરાગ વાંછિત દિઇ' એ રૂપ છે. એ કાળથી સોએક વર્ષ આગળ જઈએ એટલે 'ચંદ્રુ', 'વીતરાગુ' એવાં રૂપ સાહિત્યમાં વપરાતાં મળે છે. એ કાળનું ભાષાસ્વરૂપ જોવા માટે એ કાળે રચાયેલા ગ્રંથો જોવા જોઈએ.

આશરે સં. ૧૪૫૦માં રચાયેલા ગ્રંથ 'પટ્કારક'ની લખાએલી બે જુદી જુદી પ્રતોના નમૂના જોઈએ. એક પ્રતિ સંવત ૧૪૮૫ વર્ષે ફાલ્ગુન વદિ ૭ મિતિ આંચલી પક્ષે લિખિતં 'શ્રી જઇકીર્તિસૂરિ'ની છે ને બીજી પ્રતિ સં. ૧૫૪૩માં બીજા કોઈએ લખી છે. એ લખાવટ વચ્ચે કેટલો ફેર છે તે જોઈએ:

### સં. ૧૪૮૫

યથા છ કારક સાતમુ સંબંધ. જં કીજઇ તં કર્મ. જીણઇ કરી ક્રિયા કીજઇ તં કરણ. સંપ્રદાન....જેહ તુ અપાય વિશ્લેખુ હુઇ જેહ તુ આદાન.... અપાદાનુ. જેહ રહિઇ... જેહ કહિઇ...

### સં. ૧૫૪૩

યથા છ કારક, સાતમુ સંબંધુ. જં કીજઇ તં કર્મુ. જીણઇ કરઈ ક્રિયા કીજઇ તં કરણુ. સંપ્રદાનુ... જેહ નુ અપા વિશ્લેપઈ જેઇ નુ આદાનુ... અપાદાન... જેહ રહી...જેહ કહિ...

એક પ્રતિમાં 'સંબંધ,' 'કર્મ,' 'કરણ' એવાં રૂપો છે, બીજી પ્રતિમાં 'સંબંધુ,' 'કર્મુ,' 'કરણુ' એવાં રૂપો દેખાય છે. આ ફેર શા કારણથી પડ્યો, એ વિચારવા જેવું છે. અપભ્રંશ ભાષાના કાળે ('ઉકારાન્ત: કર્તૃ શબ્દ: યથા દેવદત્તુ કરઈ' કર્તા) જે પહેલી વિભકિતમાં મુકાય છે તે વિભકિતનો પ્રત્યય 'ઉ' હતો. તેથી કર્તા ઉકારાન્ત બોલાતો. જે કાળે ભાષા એ લક્ષણુવાળી હતી તે કાળે, એટલે સં. ૧૩૫૦ની લગભગ આ ગ્રંથ રચાયો

હતો, તેથી તેમાં 'સંબંધુ,' 'કર્મુ', 'કરણુ' વગેરે ઉકારાન્ત નામ લખાયાં હતાં. સં. ૧૪૮૫ માં જયકીર્તિસૂરિએ એ ગ્રંથનો ઉતારો કર્યો ત્યારે ભાષાએ સ્વરૂપ બદલ્યું હતું. એ સમયે રચાયેલા બાલાવબોધ વગેરે જે જોઈએ છીએ તેમાં અપભ્રંશના નિયમોને અનુસરતાં રૂપો દેખાતાં નથી, એથી શીખવા ઇચ્છતા પોતાના શિષ્યોને ગૂંચવણ ન થાય એટલા માટે જયકીર્તિસૂરિએ જૂનાં રૂપ બદલીને ચાલતા ધોરણે શબ્દો લખ્યા. બીજી પ્રતિ પહેલી પ્રતિ કરતાં ૫૮ વર્ષ મોડી લખાયેલી હોવા છતાં તેમાં 'સંબંધુ,' 'કર્મુ,' 'કરણુ,' વગેરે જૂનાં રૂપ જોવામાં આવે છે. તેનું કારણ એટલું જ છે કે એ પ્રતિના ઉતારનારે જયકીર્તિસૂરિની પ્રતિ પરથી ઉતારો કર્યો નથી. તેમ જ એ લખનારે જયકીર્તિ-સૂરિની પેઠે વખતને અનુસરતો ફેરફાર પણ કર્યો નથી; માત્ર જૂની પ્રતિમાં હતું તેવું ને તેવું ઉતારી લીધું છે. લખનાર વિદ્વાન નહીં હોય, એમ એણે જ્યાં 'જેહ તુ' શબ્દ છે, ત્યાં અર્થહીન 'જેહ નુ' શબ્દ વારંવાર લખ્યો છે તે પરથી સમજાય છે. તેમ જ 'અપાય વિશ્લેષુ' ને બદલે અર્થ વગરનો 'અપા વિશ્લેપઇ' લખ્યો છે. એમ બે ચાર લીટીમાં પણ બે ચાર ભૂલો કરી છે તે ઉપરથી લખનારનું જ્ઞાન જણાઈ આવે છે. એ પ્રતિમાંનાં રૂપ હતાં તેવાંને તેવાં ઉતારાયાં છે, ને પહેલી પ્રતિમાં સમયને અનુસરતો સુધારો કરીને લખાયું છે.

'મુગ્ધાવબોધ ઔક્તિક' જોઈએ છીએ તો સમજાય છે કે એ કાળે અપભ્રંશ ભાષાનો પહેલી વિભક્તિનો પ્રત્યય 'ઉ' જતો રહ્યો છે. દાખલા તરીકે:

"જુ કરઇ, લિઇ, દિઇ, પઢઈ, હુઇ, ઇત્યાદિ. બોલિવઇ ઉક્તિ માહિ, ક્રિયા કરિવઈ જુ મૂલિગઇ હુઇ સુ કર્તા. તિહાં પ્રથમાં."[1]

"ચંદ્ર ઊગઇ, ઊગઇ ઇસી ક્રિયા. કુણ ઊગઇ? ચંદ્ર. જુ ઊગઇ સુ કર્તા. તિહાં પ્રથમા."[2]

---

૧. જે કરે, લે, દે, પઢે, થાય વગેરે બોલવામાં—ઉક્તિમાં ક્રિયા કરવામાં જે મૂળભૂત (આધારરૂપ) હોય તે કર્તા. ત્યાં પ્રથમા.

૨. 'ચંદ્ર ઊગે'. 'ઊગે' એ ક્રિયા. કોણ ઊગે? ચંદ્ર. જે ઊગે તે કર્તા, ત્યાં પ્રથમા (પહેલી વિભક્તિ).

આમાં કર્તા ઉકારાન્ત રહ્યો નથી. આ ગ્રંથ રચાયો તે પહેલાંનાં સો વર્ષ ઉપરના ગ્રંથો જોઈએ તો તેમાં ઘણેખરે ઠેકાણે કર્તા ઉકારાન્ત હોય છે. પાટણ પડ્યું અને મુસલમાની અમલ ચાલતો થયો તે કાળથી ભાષાનું રૂપ વિશેષ પલટાવા માંડ્યું હતું. પોણો સો વર્ષમાં એ પલટો ઘણો થયો અને સં. ૧૫૦૦માં આ ભેદ ઘણો સ્પષ્ટ સમજાય તેવો થયો. વધારે સ્પષ્ટતા માટે દાખલો લઈએ:

સં. ૧૩૩૦ના આસો સુદી ૫ ને ગુરુવારે તાડપત્ર ઉપર લખેલા ગ્રંથમાં:

"પંચ પરમેષ્ટિ **નમસ્કારુ** જિનશાસનિ **સારુ** ચતુર્દશ પૂર્વ સમુદ્ધાર... **સંભારુ** રી અપહારુ **પહારુ**, **સંસારુ** સુ તમ્હિ અનુસરહુ. જિણિ કારણિ ચતુર્દશ પૂર્વધર ચતુર્દશ પૂર્વ **સબંધિઉ** ધ્યાનુ **પરિત્યજિઉ** પંચ પરમેષ્ટિ **નમસ્કારુ** સ્મરહુ તઉ તુષ્ટિ વિશેષિ **સ્મરેવઉ**"

એ જ સમયના બીજા એક ગ્રંથમાં:

"વિનયહીણુ, બહુમાનહીણુ, ઉપધાનહીણુ, સૂત્રુ, અર્થુ, બેઊ કુડા કહ્યા હુંઇ........પગુ લાગઉ થુહું લાગઉં.....મચ્છર ૨ જ્ઞાનદ્રવ્યુ........."

આ પ્રમાણે નામના બધા શબ્દો ઉકારાન્ત છે.

હવે આપણે સં. ૧૪૦૦ પછીના ગ્રંથો જોઈએ. સં. ૧૪૧૨માં રચાયેલો 'ગૌતમરાસ' પ્રસિદ્ધ છે. એમાં 'માણુ', 'તાણુ', 'વયણુ,' 'એકંતુ,' એવાં ઉકારાન્ત રૂપો પણ છે, અને 'ધણુવર,' 'ગુવ્વર,' 'નામ,' 'સાત,' 'હાથ,' 'નયણ,' 'વયણ' એવાં ઉકાર વિનાનાં રૂપ પણ જોવામાં આવે છે. કદાચ ભાષાનો ક્રમ ન જાણનાર આને કર્તા અથવા લેખકનો પ્રમાદ માનશે. પરંતુ એ જ સમયે રચાયેલા બીજા ગ્રંથો જોવાથી આપણી ખાતરી થાય છે કે ભાષાનું રૂપ બદલાવા માંડ્યું હતું. તેનું એ લક્ષણ હતું. લોકોચ્ચારમાં અંત્ય ઉ જતો રહ્યો હતો, પણ પ્રાચીન ગ્રંથોના અભ્યાસી કવિઓને આ ફેરફાર 'અશુદ્ધિ' રૂપે દેખાતો હતો. તેઓ પ્રયત્ન કરીને પણ જૂનાં રૂપો લખતા અને ક્વચિત લોકભાષામાં અતિ સામાન્ય થઈ પડેલાં નવાં રૂપો અજાણ્યે પણ એમનાથી લખી દેવાતાં. આ ફેરફાર વધારે રૂઢ થયો ત્યારે, સં. ૧૪૫૦માં, ગ્રંથકર્તાએ

માન્યું કે અત્યંત ઉકાર વગરના શબ્દો એ જ વર્તમાન સમયની ખરી ભાષા છે. આથી તેમણે ઉકારરહિત રૂપો સ્વીકાર્યાં.

"મુગ્ધાવબોધ ઔક્તિક" ગુજરાતી વ્યાકરણનો જ ગ્રંથ નથી. સાધારણ અભ્યાસીને ગુજરાતી ભાષા વડે સંસ્કૃત વ્યાકરણ સમજાવવાના ઉદ્દેશથી એ ગ્રંથ રચાયેલો છે. એ ગ્રંથ મહત્ત્વનો છે એવું આપણે એટલા માટે માનીએ છીએ કે એમાં આપેલાં રૂપો વ્યાકરણના ચોકઠામાં બેસાડેલાં પ્રમાણભૂત રૂપો છે. આ ગ્રંથ માત્ર ગુજરાતી અને સંસ્કૃતને સાંધનાર જ નહીં, પણ ગુજરાતીને અને અપભ્રંશને પણ સાંધનાર કડી જેવો છે.

સ્વ. કમળાશંકર ગુજરાતી ભાષાના 'બૃહદ્ વ્યાકરણ'માં લખે છે કે સંસ્કૃત પ્રથમાના એક વચનમાં સ્–વિસર્ગનો 'ઓ' થતો હતો, જેમ रामो जयति। "આ ઓકારાન્ત રૂપ ઘણું જેવામાં આવ્યાથી પ્રાકૃતમાં 'ઓ' પ્રત્યય દાખલ થયો." સ્વ. કમળાશંકર એમ સમજતા હોય એમ લાગે છે કે પ્રાકૃતનો પ્રથમા એકવચનનો ઓકાર, સંસ્કૃતનું ઓકારવાળું રૂપ જોઈને દેખાદેખીથી વગર વિચારે વ્યાકરણ કરનારાઓએ અથવા બીજા કોઈએ દાખલ કરી દીધો છે. પરંતુ એમનો આ મત ખરો નથી. ભાષાનું કોઈ પણ રૂપ કોઈએ ઇરાદાપૂર્વક ઘડ્યું હોતું નથી. તેમ જ ભાષા વ્યાકરણ ઉપરથી પણ બનતી નથી. ચાલતી ભાષાના નિયમો સંગ્રહીને જેમ સ્વ. કમળાશંકરે વ્યાકરણની રચના કીધી તે જ પ્રમાણે સંસ્કૃત કે પ્રાકૃત વ્યાકરણ પણ તે કાળે ચાલતી ભાષાના સંગ્રહ રૂપે રચાયાં છે. એટલે આ સિદ્ધ વસ્તુ છે કે વ્યાકરણ પરથી ભાષા રચાતી નથી; પરંતુ ભાષા ઉપરથી વ્યાકરણ રચાય છે. પ્રાકૃતમાં પ્રથમાનો પ્રત્યય 'ઓ' છે તે મૂલથી ચાલતા આવેલા ઉચ્ચારનું રૂપાન્તર માત્ર છે. વિસર્ગનો ઉચ્ચાર આપણે 'હ' જેવો કરીએ છીએ, પણ વેદકાળે એ ઉચ્ચાર 'ઉ' કારને મળતો થતો હોવો જોઈએ.[1] સંસ્કૃતમાં વિસર્ગનો 'ઉ'

---

૧. બંગાલી ઉચ્ચાર ધ્યાનમાં લેવાથી આ વાતની ખાતરી થશે. હજી પણ બંગાલીઓ અકારનો પહોળો ઉચ્ચાર કરે છે. 'અરવિંદ'ને બદલે 'ઓરોબિન્દો', 'સયાજીરાવ'ને બદલે 'સોયાજીરાઓ', 'કાન્ત' ને બદલે 'કાન્તો' વગેરે ઉચ્ચાર પ્રાચીન-પરંપરાનું રૂપાન્તર છે.

થવાનો નિયમ છે, તે અકારણ નથી. વિસર્ગનો ઉચ્ચાર જ એ પ્રકારનો થતો હતો, અને તેથી એવો નિયમ ઠરાવ્યો. એ ઉકાર પાછળથી ઓકારરૂપે પરિણામ પામીને પ્રાકૃતમાં દાખલ થયો. ઓકારનું જ લઘુ રૂપ 'ઉ' છે. પ્રાકૃતના કાળના લોકોના ઉચ્ચારનું વલણ જ્યારે મંદ થયું, ઉચ્ચાર ટુંકાવાયો ત્યારે देवः, शिखरः, चंद्रः એ સંસ્કૃત રૂપોનાં પ્રાકૃતમાં 'દેવો', 'સિહરો', 'ચંદો' એવાં રૂપાન્તર થયાં; અને અપભ્રંશકાળે એ જ શબ્દો 'દેવુ', 'સિહરુ' અને 'ચંદુ' એ રૂપે બોલાવા લાગ્યા. આગળ ચાલતા ઉચ્ચાર વધારે ટુંકાવાયો ત્યારે 'ઉ' ઊડી ગયો ને બોડાંબોડાં 'દેવ' 'શિખર,' 'ચંદ્ર' એ રૂપ થયાં. આમાં કોઈ પણ કાળે કોઈએ ઈરાદાપૂર્વક કંઈ કર્યું નથી. લોકોની સંસ્કૃતિ અનુસાર તેમના ઉચ્ચાર પ્રમાણે રૂપો ભાષાસાહિત્યમાં સંગ્રહાયાં.

'જં કીજઈ તં કર્મ્મ। તિહાં દ્વિતીયા', સંસ્કૃતમાં આ નિયમ હતો। 'જીવ ધર્મ્મિઈ સંસાર તરઈ। તરઈ ઈસી ક્રિયા. કઉણુ તરઈ? જીવ જુ તરઈ સુ કર્તા। તિહાં પ્રથમા। કિસુ તરઈ? સંસારુ। જં તરઈ તં કર્મ્મ। તિહાં દ્વિતીયા। કિસઈ તરઈ? ધર્મ્મિઈ। તિહાં કરણિ તૃતીયા.

સંસ્કૃતમાં કર્મને બીજી વિભક્તિ લાગે છે. जीवः संसारं धर्मेण तरति। એમાં સંસારને બીજી વિભક્તિનો પ્રત્યય લાગ્યો છે. ગુજરાતીમાં 'જીવ ધર્મે સંસાર તરે' એમાં કર્મ 'સંસાર'ને કોઈ પ્રત્યય લાગ્યો નથી, પણ અપભ્રંશ ભાષામાં એ પ્રત્યય લાગતો હતો. તંત્રી ગ્રંથકારે 'કિસુ તરઈ? સંસારુ' એમ સંસારને બીજી વિભક્તિનો પ્રત્યય લગાડી બતાવ્યો છે. ચાલતાં કાળે એ પ્રત્યય લાગતો નથી, એ તો ઉપર લખેલા 'સંસાર તરઈ' ઉપરથી સ્પષ્ટ સમજાય છે. છતાં શીખનારને સમજાવવા માટે જૂનું રૂપ 'સંસારુ' વાપરીને બીજી વિભક્તિનો પ્રત્યય લગાડી બતાવ્યો છે. આ પ્રમાણે ગુજરાતીમાં કર્મને બીજી વિભક્તિનો પ્રત્યય લાગતો બંધ થયો તે પણ આ કાળથી જ.

બીજી વિભક્તિનો પ્રત્યય 'ને' આપણે લગાડીએ છીએ તે પણ આ કાળથી ચાલુ થયો હતો.

'તેહનઈ યોગિ તૃતીયા' આમાં 'તેહનઈ'માં 'તે'ને 'ને'નું પૂર્વરૂપ 'નઈ' પ્રત્યય લાગ્યો છે. આ કાળે વ્યંજનની પાછળ આવેલો સ્વર આગલા

વ્યંજન સાથે બહુધા જોડાઈ જતો ન હતો. 'કઉણ તણઉ પડઇ?' એ વાક્યને આપણે હમણાં 'કોણ તણો પડે?' એમ બોલીએ છીએ. એ કાળે તેમ બોલાતું ન હતું; કારણ કે મૂલ સંસ્કૃતમાં એ સ્વરોને સ્થાને સ્વરસહિત વ્યંજનો હતા. સંસ્કૃત पतति પરથી 'પડઇ' થયું છે. 'પડઇ'માંની 'ઇ' મૂલના 'તિ'નું અપભ્રષ્ટ રૂપ છે. આથી શબ્દના ટુંકા ઉચ્ચાર રૂપે વ્યંજન લોપાઈને માત્ર સ્વર જ બોલાતા હોવાથી, તે પોતાની આગળના સ્વર કે વ્યંજન સાથે જોડાતા ન હતા. જ્યારે ઉચ્ચારનાં વલણ એટલાં બધાં વિરૂપ થઈ ગયાં કે તેમાં મૂલ શબ્દના વ્યંજનનો ભાસ પણ ન રહ્યો, ત્યારે શબ્દો વધારે ટુંકા થયા અને 'કઉણ'ને બદલે 'કુણ' બોલાવા માંડ્યું. ભાલણની ભાષામાં એવાં રૂપ ઘણાં જોવામાં આવે છે અને પાટણ તરફના ઉચ્ચાર હજી પણ એ પ્રકારના જોવામાં આવે છે.

આ પ્રમાણે 'મુગ્ધાવબોધ ઔક્તિક' આપણી હાલની ભાષાનાં પ્રમાણભૂત રૂપ બતાવનારું ઘણું પ્રાચીન પુસ્તક છે.

અહીં એક ખુલાસો કરવો જરૂરનો છે. પરલોકવાસી ડૉ. ટેસીટોરી આ સમયની આપણી ભાષાને 'પશ્ચિમ રાજસ્થાની ભાષા' કહે છે, એ નામ બિલકુલ યોગ્ય નથી. 'જૂની ગુજરાતી'એ શબ્દ સાંભળતાની સાથે જ દરેક વિચારશીલ માણસને એટલો બોધ તો થશે જ કે ગુજરાત દેશની જૂની ભાષા તે 'જૂની ગુજરાતી.' આ યથાર્થ બોધ કરનારું નામ ફેરવીને તદ્દન સંબંધ વગરનું કલ્પિત નામ આપવું, એ યોગ્ય નથી. 'પશ્ચિમ રાજસ્થાનની ભાષા'એ શબ્દો સાંભળીને 'ગુજરાતમાં પ્રાચીન કાળે બોલાતી ભાષા' એવો અર્થબોધ કોઈને પણ થશે ખરો? જે ડૉ. ટેસીટોરીની કૃત્રિમ સંજ્ઞા જાણતો હોય તે સિવાય બીજો કોઈ એ શબ્દોમાંથી 'ગુજરાતની જૂની ભાષા' એવો અર્થ કાઢી શકશે નહીં. ગુજરાતની ગણના કોઈ પણ કાળે રાજસ્થાનના વિભાગમાં થઈ નથી. ઉલટું રાજસ્થાન એક કાળે ગુજરાતીના પેટામાં સમાતું હતું. આથી જૂની ગુજરાતીને રાજસ્થાની ભાષાને નામે ઓળખાવવી એ કેવળ અયુક્ત છે.

★

# ૨. જયશેખરસૂરિ[1]

## (સં. ૧૪૬૨)

આ કવિ અંચળગચ્છના વિદ્વાન સાધુ હતા. અંચળગચ્છ જેને વિધિ પક્ષ કહે છે, એ ગચ્છના ઘણા સાધુઓએ પોતાની વિદ્વત્તાથી મધ્યકાલીન જૈન સાહિત્યને શોભાવ્યું છે. "પ્રબન્ધચિન્તામણિ," જેમાં ઘણા ઐતિહાસિક પ્રબંધો સંઘરાયા છે તે ગ્રંથના કર્તા મેરુતુંગસૂરિ પણ અંચળગચ્છના જ હતા. કવિ જયશેખર પણ સંસ્કૃત ગ્રંથકાર હતા. એમણે "ઉપદેશચિન્તામણિ," "પ્રબોધચિન્તામણિ," "ધમ્મિલચરિત મહાકાવ્ય," "જૈન કુમારસંભવ," "આત્માવબોધ કુલક (પ્રાકૃત)," "ધર્મસર્વસ્વ", "સંબોધસપ્તતિકા," "નવતત્ત્વ કુલક", "અજિતશાન્તિ સ્તવ" વગેરે સંસ્કૃતપ્રાકૃત ગ્રંથો રચ્યા છે. એમના ગુરુ મહેન્દ્રપ્રભ સં. ૧૩૯૮માં પાટણમાં સૂરિપદ પામ્યા અને સં. ૧૪૪૪માં ખંભાતમાં સ્વર્ગવાસ પામ્યા. એમના ત્રણ શિષ્ય મુનિશેખરસૂરિ, જયશેખરસૂરિ અને મેરુતુંગસૂરિ હતા. આમાં મેરુતુંગસૂરિ આચાર્યપદ પામ્યા. જયશેખરસૂરિ વચેટ શિષ્ય હતા. એમના જન્મનો, દીક્ષાનો, સૂરિપદનો કે અવસાનનો કોઈ સંવત મળતો નથી. પણ એમના રચેલા ગ્રંથોમાં રચનાનો સંવત મળે છે. જયશેખરસૂરિ પોતે જેવા વિદ્વાન હતા તેવા તેમના શિષ્યો પણ હતા. એમના શિષ્યોએ પણ સંસ્કૃત, ગુજરાતી ઘણા ગ્રંથો રચ્યા છે.

જયશેખરસૂરિએ ગુજરાતીમાં બે "નેમિનાથ ફાગુ"[2] તથા ખાસ કરીને તો તેમના જ "પ્રબોધચિન્તામણિ"ના ભાવાનુવાદ જેવો "ત્રિભુવનદીપક પ્રબન્ધ"[3] એ ગ્રંથ રચ્યો છે. "ત્રિભુવનદીપક પ્રબન્ધ"નો વિષય આત્મ-

---

૧. જૈ. ગૂ. ક. ૧, પૃ. ૨૪–૨૫; જૈ. સા. સં. ઇ., પૃ. ૪૪૧–૪૪૨, ૪૮૭–૯૨.

૨. મોદી, દેસાઈ ને ઠાકોર સંપાદિત 'ગુર્જર રાસાવલિ'માં તથા સાંડેસરા સંપાદિત 'પ્રાચીન ફાગુ સંગ્રહ'માં પ્રકાશિત.

૩. આ ગ્રંથ પંડિત લાલચંદ્ર ભગવાનદાસ ગાંધીએ (૧૯૨૬) તથા કે. હ. ધ્રુવે (પ્રાચીન ગુર્જર કાવ્ય,૧૯૨૭) પ્રકાશિત કર્યો છે.

પરમહંસ રાજા, તેની ચેતના અને માયા રાણી એ છે. પરમહંસ માયાને વશ થતાં તેનું ત્રિભુવનાધિપપદ નષ્ટ થાય છે અને કાયાનગર વસાવી તેટલાનું જ રાજ્ય ભોગવી સંતોષ માને છે. મનને મંત્રીપદ આપે છે. તે માયા રાણી સાથે પ્રીતિ માંડે છે ને રાજાને બાજુ પર મૂકીને સર્વનો કર્તાહર્તા તે જ થઈ પડે છે. મનને પ્રવૃત્તિ અને નિવૃત્તિ બે સ્ત્રીઓ છે. પ્રવૃત્તિનો મોહ અને નિવૃત્તિનો વિવેક પુત્ર છે. આ પછી આગળ નવનવા સંબંધીઓ અને નવનવા અધિકારીઓ કલ્પીને મનના પુત્ર મોહની સત્તા વર્ણવી છે. આગળ જતાં કથાપ્રસંગ કિલષ્ટ થઈ જાય છે; પણ એમાં કવિના કવિત્વને દોષ દેવા જેવું નથી. કાવ્યનો નમૂનો જોવાથી કવિનું કવિત્વ કેવું છે તે સમજાશે:—

**પહિલઉં પરમેસરુ નમી, અવિકલ અવિચલ ચિત્તિ**
**સમરિસુ સમરસિ ઝીલતી, હંસાસણિ સરસત્તિ ૧**
**માનસસરિ જાં નિર્મલઇ, કરઇ કુતૂહલ હંસ**
**તાં સરસતિ રંગિ રમઇ, જોગી જાણઇ અંસ ૨**

* * *

**જે ઘટ સુદ્ધિ અજાણતા, કરઇ કથાકલ્લોલ**
**પડતું ઘર તે પરહરી, ગિરિસિરિ માંડઇ ટોલ ૫**
**નવમા રસ અંમરિસ મ ધરિ, આઢિ આણિઉ છેહિ**
**ગુરુયા તું ગુણિ અગ્ગલઉ, મુહવડિ માંડિઉ તેહિ ૬**
**સેવિતાં સવિ રસ વિરસ, ઇકકાઇકિક જોઇ**
**નવમઉ જિમ જિમ સેવીઇ, તિમ તિમ મીઠઉ હોઇ ૭**

* * *

**કાઠિ જલણુ જિમ ધરણિહિ ત્રેહુ, કુસુમિહિં પરિમલુ ગોરસિ નેહુ**
**તિલિહિ તેલુ જિમ તાઢિક નીરિ, તિમિ તે નિવસઇ જગત્રશરીરિ ૧૩**

* * *

**જિમુઇ નારી દોઇ પરિગ્રહી, દોઇ ભવ વિણુઠાં તેહના સહી**
**એક ધરણિ તાં ઘરની મેઢિ, બીજી હુઇ તઉ વાધઇ વેઢિ ૧૮૩**

બે સ્ત્રીઓને માટે કવિ શું કહે છેઃ—

ઘરની કલિ કુણ આગલિ કહઈ? ચોરમાઇ જિમ છાની રોઅઇ
એકઈ સંધ્યાં ઊગિઉ સૂર, બીજી મિલિઉ ઝુલિઉ ભૂર
એકહે બીજઇ શશિ ઊગિઉ, બીજી બીજઇ તે ખય ગિઉ ૧૮૭

સર્વ સ્ત્રીઓ સરખી ન હોય તે વિષે લખે છેઃ—

સ્ત્રી સવિ સમી મા લેખવે, એકિ અછઇ ગુણવંતિ
એકિ અકુલીણી દિટ્ઠ મઇં, જીહ ન દીજઇ પંતિ ૧૯૦
એકઇ બોલિ બોલ સઉ, ચાલઇ સિઉં ભરતારિ
તે આમરણીહ રાખસી, કઇ રાખસી ન નારિ ૧૯૧
ઘરિ તેડિઇ પ્રિય પ્રાહુણઇ, કરઇ મુહ મિસિવન્ન
ધંઘલ જિમ તે પરિહરિ, ઘરણી સેવે રન્ન ૧૯૨
કરઇ જૂઉ તે વાલવી, માવીત્રહં નિજ કંતુ
તીખી આર તે નારિ ગણિ, તે નર બઇલુ ભમંતુ ૧૯૩
વડ લહુડાં સંતાપવઇ, પ્રિયનઉ પામી માન
રવિકરિ તાતી ધૂલિનઉ, તિહ દીજઇ ઉપમાન ૧૯૪
નર નર સિઉં બહુબુલ્લણી, ઘરિ ઘરિ ગોઠિ ભમંતિ
સહિયાં મિસિ બાહરિ વસઇં, તે સુસીલ કિમ હુંતિ ૧૯૫

આ પ્રમાણે વિષય આધ્યાત્મિક હોવા છતાં વ્યાવહારિક ઉપદેશોથી ગ્રંથને બહુ રસભર્યો બનાવ્યો છે. ઠામ ઠામ ઉખાણાઓ ગોઠવવામાં પણ કવિએ બહુ બુદ્ધિબળ વાપર્યું છે. ગ્રંથને છેડે પરમહંસ એ જ સર્વસ્વ છે, એમ કહેતાં કવિ કહે છેઃ—

"મૂલ મંત્ર મણિ એ મનિ માનિ, તપજપનઉ ફલ એહનઇ ધ્યાનિ
ઇણિ સવિ સંપદ આવઇ પૂરિ, ઇમ બોલઇ જયશેખરસૂરિ

દુહા, ચોપાઈ, છપ્પા વગેરે વિવિધ છંદ અને વિવિધ રાગણીમાં ગ્રંથની રચના કરી છે.

★

# ૩. વસ્તિગ[1]

## (સં. ૧૪૬૨)

તે રત્નપ્રભસૂરિનો શિષ્ય હોય એમ લાગે છે. આ પછી વસ્તા નામના બીજા કવિ થયા છે, પણ એનું "ચિહુંગતિ ચઉપઇ" અથવા "ચિહુંગતિ વેલ" જોતાં લોકમાં પ્રસિદ્ધિ પામેલો વસ્તો તે આ જ વસ્તો હોવો જોઈએ એમ લાગે છે. આ કવિનાં બીજાં કાવ્યો મળ્યાં નથી. 'ચિહુંગતિ ચઉપઈ' સં. ૧૪૬૨ પહેલાં રચાયું છે. એની ભાષા બીજા કવિઓની ભાષા કરતાં વધારે જૂની દેખાઈ આવે છે. લાવણ્યસમયના 'વિમલપ્રબંધ'માં જે ભાષા છે તે કરતાં સો વર્ષ પહેલાંની આ ભાષા હોવાથી તેના ઉપર અપભ્રંશ ભાષાની છાયા જણાય છે. ૯૫ તુકનું આ કાવ્ય છે. અનેક પ્રકારની યોનિમાં ભટકતા જીવને કેવાં કેવાં દુ:ખ ભોગવવાં પડે છે તે આ કાવ્યમાં વર્ણવાયું છે. એ એ દુ:ખમાંથી છૂટવાનો ઉપાય અરિહંત દેવ અને સાધુ ગુરુ એ છે. કાવ્યની શરૂઆત આ પ્રમાણે થાય છે:—

***શેત્રુંજિ વંદી તીરથરાઉ[1], ગોયમ[2] ગણહર[3] કરઉ પસાઉ[4]**
**વાગવાણિ[5] હું સમરઉં દેવી, ચિહુ ગતિ[6] ગમણુ[7] કરઉ સંખેવિ[8]   ૧**
**ચિહુ ગતિ નઉ નહઇ કોઇ ગંમ્મુ,[9] જિહ ચિતિ એકુ વસઇ જિણધંમુ[10]**
**ચિહુ ગતિ માહિ કાંઇ નથી સારુ,[11] દીસઇ દુખ તણા ભંડાર   ૨**
**દઢુ સમિકતુ[12] પાલઈ નરનારિ, વલી[13] ન આવઇ ઇણિ સંસારિ**
**જિણવર આણ હિય સું[14] જડી, તીહ પર મુકિતરમણિ[15] ઢુંકડી   ૩**
**આદિ નહિ પણ એહ સંસાર, જીવહ આદિ ન લાભઇ પાર**
**જિણધર્મની આદિ નવિ હોઇ, અનાદિ કાલુ ભણીયઇ સોઇ   ૪**

---

૧. જૈ. ગૂ. ક. ૧, પૃ. ૨૩; ૩, પૃ. ૪૨૪–૨૫.

*૧ તીર્થરાજ–સર્વશ્રેષ્ઠ તીર્થ. ૨ ગૌતમ. ૩ ગણધર. ૪ કૃપા. ૫ સરસ્વતી. ૬ ચાર પ્રકારની ગતિ. ૭ ગમન, જવું તે. ૮ સંક્ષેપ-ટુંકામાં. ૯ જાણપણું. ૧૦ ધર્મ. ૧૧ સાર. ૧૨ સમ્યક્ત્વ. ૧૩ ફરી. ૧૪ હૈયામાં. ૧૫ મુક્તિરૂપી સુંદરી.

સહજિ જીઉ[૧૬] નિરમલુ ઝલકંતુ,[૧૭] આઠ પહર છઈ કમુ[૧૮] બાંધંતુ
અરહટ[૧૯] ઘટિકા જિમ કૂઈ માલ,[૨૦] તિમ જીઉ ફિરઈ અનંતા કાલ ૫૧

* * *

ઘરબંધા પરિઉ સહુ કોઈ, કુટુંબ મેલાવઉ ખાઈવા[૨૧] હોઈ
ખત્ર અખત્ર[૨૨] કીધાં અવિચાર, કાકા! કુણુ કરિસઈ સાર[૨૩] ૫૫
જરા[૨૪] ભણઈ હિવ મઈ તઉ સાતિ[૨૫], પહિલા દાંત કરઈ જિમ પલાતિ[૨૬]
ત્રિસણા[૨૭] માડી રહી તઈ હંસિ, ડોકરુ માગઈ હિવ લાપસી[૨૮] ૫૬
ધવલઉ[૨૯] માથઉં દેહ જાજ્રી,[૩૦] વાંકઉ[૩૧] વાંસઉ[૩૨] ઝુલઈ લાલરી[૩૩]
ઘરહુંતઉ[૩૪] તે કિહાં ન જાઈ, કુટુંબ સઘલા ઉવીઠઉ[૩૫] થાઈ ૫૭
વાડિ કુબુધી પીરિઉ છઈ સોઈ, કાકાની સુધી[૩૬] ન કરઈ કોઈ
આવઉ વહુડિ ભણિ કરઉ માઈ; મુહ મુચકોડી પાછી જાઈ[૩૭] ૫૮
રીસાવિઉ મેલ્હઈ ઝાલ,[૩૮] સિરુ ધુણઈ સાઈ મુખિ પડઈ લાલ

* * *

રામતિ[૩૯] ની છઈં મુહનિ ટેવ, ગુરુયા[૪૦] સંઘહ કરઉ સેવ;
અજ્ઞાનપણાઈ આશાતન થાઈ, વસ્તિગુ લાગઈ સંઘહ પાઈ ૯૫

★

૧૬ જીવ. ૧૭ નિર્મળ ને ઝળકતો, ૧૮ કર્મ. ૧૯ કૂવા ઉપરનો રહેંટ. ૨૦ ઘટમાળ, ઘડાઓની માળ. ૨૧ ખાવા. ૨૨ ભલાં-ભૂંડાં કર્મ. ૨૩ કહો કાકા, આખરે કોણ સહાય કરશે? ૨૪ ઘડપણ. ૨૫ તારી સાથે. ૨૬ પલાયન કરી ગયા—પડી ગયા. ૨૭ તૃષ્ણા. ૨૮ દાંત વગર ચવાય નહીં તેથી વગર ચાવે ઝટ ઉતારી દેવાય તેવું માગે. ૨૯ ધોળું-પળિયાં આવવાથી. ૩૦ જર્જરિત. ૩૧ વાંકો. ૩૨ વાંસો. ૩૩ લાળ ચૂવે. ૩૪ ઘરમાંથી ૩૫ અળખામણો. ૩૬ સંભાળ. ૩૭ વહુને માનભેર બોલાવે, પણ તે મોં મરડીને ચાલી જાય. ૩૮ રીસથી—ગુસ્સાથી બળે. ૩૯ રમત. ૪૦ મોટા.

# ૪. સોમસુંદરસૂરિ

## (સં. ૧૪૩૦ થી ૧૪૯૯)

**કુંભા** રાણાના વખતમાં બંધાએલા રાણકપુરના જગપ્રસિદ્ધ દેવાલયમાં પ્રતિષ્ઠા કરાવનાર ગુરુ સોમસુંદરસૂરિ તપગચ્છમાં પ્રભાવક આચાર્ય થયા.[1] એમનો જન્મ સં. ૧૪૩૦માં થયો હતો. સં. ૧૪૩૭માં એ દીક્ષા, સં. ૧૪૫૦માં વાચકપદ તથા સં. ૧૪૫૭માં સૂરિપદ પામ્યા. એમનો સ્વર્ગવાસ સં. ૧૪૯૯માં થયો હતો.

એમનો પરિવાર ૧,૮૦૦ યતિઓનો હતો. ગુજરાતી ભાષાને અંગે એમણે જે મોટું ઉપકારક કામ કર્યું તે જૈન ધર્મના શાસ્ત્રીય અને સિદ્ધાંતગ્રંથોના ગુજરાતીમાં બાલાવબોધ રચ્યા તે છે. એમની પહેલાં ગુજરાતીમાં વ્યવહારોપયોગી ગ્રંથોના બાલાવબોધ રચાતા હતા, પણ મૂલ સિદ્ધાંતગ્રંથોનું પદ્ધતિપૂર્વક ભાષાન્તર થતું નહોતું. એમના સમયથી એ પદ્ધતિ ચાલુ થઈ. સિદ્ધાંતગ્રંથોનાં ભાષાન્તર કરવાની યોજનાના ઉત્પાદક કદાચ બીજા કોઈ હોય, પણ એ યોજના એમના સમયમાં અમલમાં મુકાઈ, એ તો નિર્વિવાદ છે. એક મોટા અને પ્રતિષ્ઠિત ગચ્છના એ યુગપ્રધાન હતા. એટલે એમણે જો એ યોજનાને અશાસ્ત્રીય ઠરાવી હોત તો તે કદિ પણ અમલમાં આવી હોત નહીં. પણ એમણે પોતે જ એ યોજનાનો આરંભ કર્યો અને તરત જ બધા વિદ્વાન સાધુઓએ એમનું અનુકરણ કર્યું.

હેમચંદ્રાચાર્યના યોગશાસ્ત્રને એમણે એવી સાદી ને શુદ્ધ ગુજરાતીમાં ઉતાર્યું છે કે કોઈ પણ તેને વખાણ્યા વગર રહે નહીં. દરેક જૂના ભંડારમાં આ બાલાવબોધની પ્રતિ હોય છે.[2] પણ પૂનાની ભાંડારકર ઈન્સ્ટિટયુટ, જે

---

૧. જૈ. સા. સં. ઇ. પૃ. ૪૫૨ અને પછીનાં; જૈ. ગૂ. ક., ૧, પૃ. ૧૪, ૩૨; ૩, ૪૩૯; સાંડેસરા સંપાદિત 'ષષ્ટિશતક પ્રકરણ', પ્રસ્તાવના, પૃ. ૧૩.

૨. 'યોગશાસ્ત્ર બાલાવબોધ'ની પ્રતો માટે જુઓ જૈ. ગૂ. ક., ૩, પૃ. ૧૫૭૫. 'યોગ. બાલા.'માંથી કેટલીક કથાઓ જિનવિજયસંપાદિત 'પ્રાચીન ગુજરાતી ગદ્યસંદર્ભ'માં પ્રકાશિત થયેલી છે.

પ્રતિ છે તે વધારે જૂની અને વધારે આકર્ષક છે. બાલાવબોધનો નમૂનો આ પ્રમાણે છે :—

"હિવડાં શ્રી મહાવીરનાં શાસન ભણી, શ્રી હેમાચાર્ય ગ્રંથનઈ ધુરિ શ્રી મહાવીર નઈ "નમસ્કાર કહઇ । 'નમો કહીઈ નમસ્કાર' ॥ શ્રી મહાવીરપ્રતિ। કિસિઉ છઇ શ્રી મહાવીર? દુર્વાર૦ ॥ અનેકુઈ વારતાં દોહિલાં જે રાગદ્વેષ, કામક્રોધાદિક વઈરી તેહનઉ વાર સમૂહ। નિવારઈ છઈ। ઊછેદઈ છઇ। વલી કિસઉ છઇ શ્રી મહાવીર?

* * *

ઈમ ત્રિણિ નમસ્કાર કરિ, ગ્રંથકાર કરિ, શ્રી હેમાચાર્ય, શ્રી કુરપલરાયની અભ્યર્થના લગઇ યોગશાસ્ત્ર ગ્રંથ આરભઈ છઈ। યોગનઉં શાસ્ત્ર હું કરઉં છઉં। શ્રી હેમાચાર્ય કહઇ છઇં—યોગનું શાસ્ત્ર હું કરઉં છઉં. શ્રી હેમાચાર્ય કહઇં છઇં—યોગનું સ્વરૂપ કિહાં થઉં? શ્રુત ભણીઈ સિદ્ધાંત, તેહરૂપિઉ 'અંભોધિ'='સમુદ્ર'। તેહ માં થિકઉં કેતલુંએક જાણ્યું. અનઈ કેટલુંએક આપણા સદ્‌ગુરુ તેહના 'સંપ્રદાય'='આમ્નાય' થિકઉ જાણ્યું."

આ પ્રમાણે એમણે 'ઉપદેશમાલા' (સં. ૧૪૮૫), 'ષડાવશ્યક,' 'ષષ્ટિશતક' (સં. ૧૪૯૬),[3] 'આરાધના પતાકા,' 'ભક્તામર સ્તોત્ર,' 'નવતત્ત્વ,'[4] 'વિચારગ્રંથ' વગેરેના બાલાવબોધ રચ્યા છે. સંસ્કૃત નહીં ભણનાર યતિઓને આવા બાલાવબોધથી ધર્મતત્ત્વ જાણવાની તથા સમજવાની બહુ સારી અનુકૂળતા મળી.

'ષડાવશ્યક બાલાવબોધ' નામના ગ્રંથની સં. ૧૫૨૦ના આસો સુદી ૮ ને ભોમવારે પં. હેમહંસગણિએ લખેલી પ્રતિ મળી છે; રચનારનું નામ નથી, પણ સંભવ છે કે તે સોમસુંદરસૂરિની રચના હોય. જો કે હેમહંસગણિએ

---

૩. સાંડેસરાસંપાદિત 'ષષ્ટિશતક પ્રકરણ'માં પ્રકાશિત (૧૯૫૩).

૪. જૈ. ગૂ. ક., ૩, ૧૫૭૩–૧૫૭૬.

પોતે પણ 'ષડાવશ્યક બાલાવબોધ' રચ્યો હોવાનું જાણીતું છે.[૫] ઉકત પ્રતમાંથી એક નમૂનો જોઈએ :—

કુપ્ય કહતાં સોનઉં, રૂપઉં ટાલી સર્વ ધાતુ સર્વ ત્રાંબારાછ, તરુઉં, સીસઉં ભાણા, વાટલાં, ખાટલા, પાટલા સર્વ ઘરવાખરઉ, કુપ્ય કહયીસઈ, તેહનઉ પ્રમાણ અતિક્રમ કરઈ. કિમ? કહીઈ. દસ ભાણાનઉ નીમ હુઈ, અનઈ અધિક હુઈ સંપતી, તવારઈં તેહજિ ભાણાં ભંજાવી જાડાં કરાવી સંખ્યા દસની પૂરવઈ તે કુપ્યપ્રમાણાતિક્રમ.

*    *    *

"લોભિઈં કરી કઉણ પુરુષ ન હણિઉ? નારીઈં કહિનઉં હ્રદય ભોલવ્યઉ નહીં? મૃત્યુજંમિ કુણ ગ્રસિઉં નહીં? વિષઈ કઉણ ગૃદ્ધ ન હુઉ? અપિતુ સહુ કોઈ."

*

૫. જૈ. ગૂ. ક., ૧, પૃ. ૧૮૦; ૩, પૃ. ૧૫૭૭-૧૫૮૦.

# ૫. કીર્તિમેરુ
## (સં. ૧૪૯૭)

**આ** કવિએ સં. ૧૪૯૭માં પોતાના હસ્તાક્ષર કર્યા છે એવો એની નોંધપોથીનો ગ્રંથ[1] મળ્યો છે. એ ગ્રંથમાં એણે પોતાનાં રચેલાં કેટલાંક કાવ્ય લખ્યાં છે અને બીજાં કેટલાંક બીજાઓનાં બનાવેલાં પણ લખ્યાં છે. વિશેષ કરીને એમાં પોતાને ઉપયોગી થઈ પડે એવી વિવિધ હકીકતોનો સંગ્રહ છે. આ કવિ કયા ગચ્છનો અને એનો ગુરૂ કોણ તે કદાચ એ ગ્રંથ ઉપરથી જાણી શકાય ખરૂં. એ ગ્રંથમાં સંવત્ ૧૫૧૩ માં રત્નાકરસૂરિએ પોતાના હસ્તાક્ષરથી કંઈક નોંધ કરેલી છે. આ નોંધ કવિનો સમય નિર્ણય કરવામાં ઉપયોગી થઈ શકે. આ કવિનાં કાવ્યોમાં "ત્રિભુવન ચૈત્ય પ્રવાડી" એ ખાસ ગણવા જેવું છે. એમાં કવિના કાળમાં કયાં કયાં સ્થળોએ જૈનતીર્થો હતાં તે વર્ણવ્યું છે. જુઓ:—

> **સમેઈ, સેત્રુજિ, સિરિ અટ્ઠાવઈ, સોપારિ, સિરિ રેવઈ પાવઈ**
> **જીરાઉલિ, ફલવૃદ્ધિ, રયણપુર નઈ સિરિ સાચુરિઈં**
> **થંભણ, ઘોઘ, મહુય, ડાકઈ, ઉનઈ દીવ પ્રસિદ્ધ ૧૮**
> **... ... ... ... ... જંપઈ કીરતિમેરુ... ... ... ... ૨૨**

આ પ્રમાણે તીર્થનાં બધાં સ્થળ એમાં ગણાવાયલાં છે.

બીજું કાવ્ય "અંબિકાછંદ" છે, તે શબ્દાલંકારવાળું ટૂંકું કાવ્ય છે:

> **સુગુણ મંદિર અતિહિ સુંદર, સિર સિસહર ધારિણી**
> **કાનિ કુંડલ, સૂર મંડલ, લીલ ગજગતિગામિણી**
> **રૂપ રંભ કિ, વયણ ચંદ કિ, નયણ પંકજ હારિણી**
> **નયણિ અંજન, જનહ રંજન, ભવહ ભંજણ ભામિણી ૧**
>
> * * *
>
> **કિરતિમેરુ જંપતિ, પાપ લુંપતિ, જયઉ અંબિક સામિણી ૪**

---

૧. આ ગ્રંથ શ્રી વિજયધર્મસૂરિના સમૂહમાં ઉપાધ્યાય શ્રી ઇંદ્રવિજયજી પાસે છે

નેમિનાથનાં કાવ્યો :—

અવિકલ સકલ કમલદલ, કોમલ, વદન નયન કર પાય
શ્રવણ યુગલ વર રવિ શશિ મંડળ, કુંડલ કલિત સુકાય ૧
કીર્તિમેરુ મુનિવર બોલઇ સામી સામલવન્ન ૨
જયગુરુ ગુરુ જગરક્ખણ, જગપહુ, જગબંધવ જગજાણ
હરિહર બંભ સુરાસુર ખેચર માનઇં નરપતિ આણ
અવિગત, અવિચલ, અપર પરમપર, અકલ અમલ અરિહંત
અતુલ અંગ જિત અરિજણગંજણ, ગજગતિ ગુણ ભગવંત ૪

આમ કવિનાં કાવ્ય લલિત શબ્દાલંકારથી સજાવેલાં કર્ણપ્રિય છે.



## ૬. વસંતવિલાસ

### (સં. ૧૪૯૫ ની આસપાસ)

**આ** કાવ્ય સન ૧૮૯૨ માં સાક્ષર શ્રી કેશવલાલ ધ્રુવે 'ગુજરાત શાળાપત્ર'માં પ્રકટ કર્યું ત્યારથી રસિક વાચકોને એની મોહિની લાગી રહી છે[1] કાવ્યનો વિષય, એનું નામ સૂચવે છે તેમ, વસંતઋતુના વિલાસનું વર્ણન છે. વિષય જેમ મોહક છે તેમ કાવ્યની રચના પણ શબ્દાલંકારવાળી અને 'ફાગુ' નામે ઓળખાતી પ્રાચીન શૈલીની છે; આથી એ કાવ્ય વાચકોને વધારે પ્રિય થઈ પડ્યું છે. એ કાવ્ય કોણે ને ક્યારે રચ્યું તેનો સ્પષ્ટ ખુલાસો મળી શક્યો નથી; પરંતુ સં. ૧૫૦૮ માં લખાએલી પ્રત મળી આવવાથી એવું અનુમાન થઈ શકે છે કે એ કાવ્ય સં. ૧૫૦૦ની પહેલાં રચાયું હશે.

કાવ્યોનો નમૂનો આ પ્રમાણે છે :—

***પહિલઉં સરસતિ અરચિસુ, રચિસુ વસંતવિલાસુ**
**[2]વીણિ ધરઇ કરિ દાહિણિ, વાહણિ હંસુલઉ જાસુ** ૧
**પહુતીય સિવરતિ સમરતિ, હિવ રિતુ તણીય વસંત**
**દહ દિસિ પસરઇં પરિમલ, નિરમલ થ્યા દિશિ અંત** ૨

* * *

**વસંત તણા ગુણ ગહગહ્યા, મહમહ્યા સવિ સહકાર**
**ત્રિભુવનિ જયજયકાર, પિકા રવુ કરહિં અપાર** ૪

---

૧. તે પછી દિ. બ. કે. હ. ધ્રુવે અને ૧૯૨૭ માં ગુ. વ. સો. તરફથી પ્રસિદ્ધ થયેલા "પંદરમા શતકનાં પ્રાચીન ગુર્જર કાવ્ય"માં પાન ૧૫ થી પાના ૨૩માં સુધીમાં આ કાવ્ય સંપાદિત કરેલું છે. એ પછી કા. બ. વ્યાસે વધુ પ્રતોને આધારે પહેલાં ૧૯૪૨માં અને બીજી આવૃત્તિ ૧૯૫૭માં પ્રકાશિત કરી છે. અહીં મુખ્યત્વે તેનો ઉપયોગ કર્યો છે. આગળ ઉપર જેનો ઉલ્લેખ છે તે વ. વિ. ની લઘુવાચના મ. ચી. મોદી તૈયાર કરી રહ્યા છે.

૨. પાઠાંતર : ફાગ પયડપયબંધિહિં સંધિયમક ભલ ભાસ.

*૧. જે જમણા કરમાં વીણા ધારણ કરે છે, અને જેનું વાહન હંસ છે તે સરસ્વતીને પહેલાં પૂજીને હું વસંતવિલાસ રચીશ (અથવા, જાણીતા 'ફાગ' પદબંધ વડે ચમકસંધિવાળી સુંદર 'ભાસ' રચનાથી 'વસંતવિલાસ' રચીશ). ૨. રાત્રિ ને દિવસ

તિહાં વિલસઇં સવિ કામુક, જામુક હૃદયચઇં રંગિ
કામ જિસ્યા અવલેસર, વેસ રચઇં વર અંગિ ૧૧

* * *

નવયૌવન અભિરામ તિ, રામતિ કરઇં સુરંગિ
સ્વર્ગિ જિસ્યા સુર ભાસુર, રાસુ રમઇં મન રંગિ ૧૫
મયણુ જિ વયણુ નિરોપઇ, લોપઇ કોઇ ન આણ
કિસલય મિસિ અસિ તાકઇ, હાકઇ માણિણિ માણ ૨૧

* * *

કોઇલિ અંબુલાડાલિહિ, આલિહિ કરઇ નિનાહુ
કામ તણઉ કરિ આઇસુ, આ ઇસુ પાડઇ સાહુ ૨૩

* * *

ઇણ પરિ કોઇલિ કૂજઇ, પૂજઇ જુવતિ મણોર
વિધુર વિયોગિની ધ્રૂજઇં, કૂજઇ મયણકિશોર ૨૬

* * *

ચાંપુલા તરુયરની કલી, નીકલી સોવ્રન વાનિ
મારગુમારઉદીપક, દીપક કલીય સમાન ૩૧

---

જેમાં સરખા છે તેવી શિવરાત્રિ આવી પહોંચી. વસંત ઋતુ હવે આવી. દશે દિશાએ પરિમલ પ્રસરી રહ્યો અને દિશાઓ અંતપર્યંત નિર્મળ થઈ. ૪. વસંત ઋતુના ગુણ પ્રકટ થયા. આંબા મઘમઘાટ થઈ રહ્યા. ત્રિભુવનમાં જયજયકાર થઈ રહ્યો. કોયલો ટહુકા કરવા લાગી. ૧૧. ત્યાં સૌ કામી યુગલો હૃદયના રંગે વિલાસ કરવા લાગ્યા. કામ જેવા સુંદર ને ફાંકડા અંગે ઉત્તમ વેશ રચવા લાગ્યા. ૧૫. નવયૌવનના ઉત્સાહથી રંગભર્યાં તેઓ રમતો રમવા લાગ્યાં. સ્વર્ગમાં દેવદેવાંગનાની જેવાં કાંતિમાન તેઓ મનના રંગે રાસ રમવા લાગ્યાં.

૨૧. મદન જે આદેશ કરે છે, તે આણ કોઈ લોપી શકતું નથી. કામદેવ કમળતંતુઓ રૂપી તરવાર તાણી, માનિનીનાં માન ઉતારે છે. ૨૩. કોયલ આંબાની ડાળ પરથી મસ્તીથી ટહુકો કરી, સાદ પાડી, કહે છે કે હવે કામદેવનો હુકમ માનજો. ૨૬. કોયલ એ રીતે ટહુકા કરે છે; યુવતીઓના મનોરથો પૂર્ણ થાય છે; વિધુરો અને વિયોગિનીઓ ધ્રૂજે છે; અને મદનકિશોર પૃથ્વી ઉપર જય મેળવે છે. ૩૧. કામદેવનો માર્ગ ઉજાળનાર દીપક જેવી સુવર્ણવર્ણી ચંપાની કલિ નીકળી છે તે વટેમાર્ગુઓને કામોદ્દીપન કરે છે.

કેસૂય કલિ અતિ વાંકુડી, આંકુડી મયણચી જાણિ
વિરહિણીનાં ઇણ કાલિ જ, કાલિજ કાઢઇ તાણિ ૩૪

* * *

અમિય કલશ કુચ તા પણિ, થાપણિ તણીય અણંગ
તિહનઉ રાખણહારુ રે, હારુ કિ ધવલ ભુયંગુ ૬૫

* * *

નમણ ન કરહિ પયોધર, યોધર સુરતિસંગ્રામિ
કંચુકુ તિજહિ સંનાહુ રે, નાહુ મહાભડ પામિ ૬૬

* * *

કંટક સંકટિ એવડઇ, કેવડઇ પઇસીય ભૃંગુ
છયલપણઇં ગુણ માણઇ, જાણઇ પરિમલુ ચંગુ ૭૨
પાડલ છઇ અતિ કૂંવલી, તૂં અલીઅલ મ ધંધોલિ
તું ગુણિવિધુ તિ સાચઉ, કાચઉ મહી મ વિરોલી ૭૩

---

૩૪. જાણે કામદેવની આંકડી હોય તેમ કેસૂડાની વાંકી કલિ વિરહિણીઓનાં કાળજાં ખેંચી કાઢે છે. ૬૫. અમૃત ભરેલા કુચ તે જાણે કામદેવની થાપણ હોય એવા દીસે છે. અને તેને જાળવવા આ ધોળો મૌક્તિકનો હાર છે કે ભુજંગ છે? ૬૬. સંગ્રામમાં યોદ્ધાઓ નમન કરતા નથી, તે પ્રમાણે સુરતસંગ્રામમ પણ પયોધર નમતા નથી. નાથ, મહાયોદ્ધો, મળતાં (દ્વંદ્વયુદ્ધમાં લડનાર બખતર ઉતારે છે તેમ) પયોધરે બખતરરૂપ કંચુકી તજી દીધી. ૭૨. કાંટાનું આવું મોટું સંકટ વેઠીને પણ ભમરો કેવડામાં પેસે છે, કારણ કે તે ઉતમ પરિમલનો જ્ઞાતા છે. તેથી સુજ્ઞપણે એકાન્તે પરિમલરૂપ ગુણ માણે છે. ૭૩. હે ભમરા! આ પાડલની કલિ હજુ બહુ કમળી છે, માટે તું એને વીખેરતો નહિ. તું ગુણવેધુ—ગુણરસિક છે, એ ખરું, પણ પૂરું જામ્યા વગરનું દહીં વલોવતો નહિ.

*વાલઇ વિલસિવા વિવર ન, ભમરુ નિહાલઇ માગુ
આવરિયા જિણિ નિયગુણ, નીગુણ, સ્યઉં તુય લાગુ ૭૬

*   *   *

ઇણિ પરિ નિજ પ્રિય રંજવઇ, મુંજવયણુ ઇણિ ઠાઇ
ધનુ ધનુ તે ગુણવંત, વસંતવિલાસુ જિ ગાઇ ૮૪

આ કાવ્યમાં ગુજરાતી પદ્યોમાં રહેલા ભાવને મળતા સંસ્કૃત પ્રાકૃત શ્લોકો પણ અપાયા છે. ગુજરાતી ટુંકો ૮૪ સ્વીકારી છે. અમને આ કાવ્યની એક બીજી પ્રત મળી છે. તેમાં ૫૮—૫૯ ટુંકો છે. એ પ્રત પચાશેક વર્ષ પછીથી લખાએલી છે. પહેલી પ્રતમાં અમર્યાદ શૃંગારની કેટલીક ટુંકો છે તે બીજી પ્રતમાં નથી; તેમજ કેટલાંક ચરણો પણ ફેરબદલ કરેલાં જોવામાં આવે છે. એ ઉપરથી એમ લાગે છે કે, કાવ્ય રચનાર કવિએ જ તેને પાછળથી ફેરવીને લઘુ વાચના તૈયાર કરી હશે. જૈન સાધુ આવો અમર્યાદ શૃંગાર વર્ણવે, એ અયુક્ત લાગે છે. તેથી, જો તે જ આનો કર્તા હોય તો હવે તેણે પોતે જ પાછળથી ફેરફાર કર્યો હોય, એ સંભવિત છે. કાવ્ય રચનાર તરીકે કવિએ પોતાનું નામ આપ્યું નથી, તે પણ આવા કારણથીજ હોવું જોઈએ. આની પછીનું 'ફાગ' કાવ્ય જોવાથી આ વાતની ખાતરી થશે.

ગુજરાતી ભાષામાં શબ્દલંકારવાળાં કાવ્યો અતીવ વિરલ હોવાથી, તેમ જ આ કાવ્ય રસભર્યું હોવાથી વાંચનારને એ અસાધારણ લાગે એ સ્વાભાવિક છે; પરંતુ પ્રાચીન કાવ્યોનું નિરીક્ષણ કરતાં એ કાવ્યમાં અપૂર્વતા જેવું બહુ ઓછું હોય એમ જણાઈ આવે છે. નેમિનાથને ઉદ્દેશીને રચાયેલું એક કાવ્ય, બરાબર આને મળતું સંસ્કૃત પ્રાકૃત ને અપભ્રંશ એમ ત્રણ ભાષામાં છે. નેમિનાથ

* ૭૬. વાળા(ના વૃક્ષ)માં વિલસવાનું છીદ્રુ નથી. વિલાસ કરવા ભમરો માર્ગ શોધે છે. જેના ગુણ ઢંકાઈ રહેલા છે એનો તને નગુણાને શો મોહ લાગ્યો છે! ૮૪. એ રીતે મધુર વચને પોતાના પ્રિયનું તે રંજન કરે છે. જે ગુણવંતો 'વસંતવિલાસ' ગાય તેમને ધન્ય છે.

વિષે એક બીજું ગીત પણ છે. તેની થોડીએક લીટીઓ જોવાથી માલુમ પડશે કે કાવ્યનું વસ્તુ નવું નથી. જુઓ:—

મલયાગિરિ રલિયાવણઉ, દક્ખિણિ વાઇઉ વાઉ
અહે કામિણિ મનહ સુહાવણઉ, પહુતઉ રતિ તણઉ રાઉ ૧
અહે વણ વિહસઇ, સયલ વણસઇ, અલિકુલ યાલિ કરાઇ
અહે કોઇલ લવઇ ટહૂકડે, મોરિય અંબ વણાઇ ૨

* * *

અહે વાલઉ વેઉલ વઉલસિરિ, સોવન કેતકી જાઇ
અહે પાડલ પરિમલુ મહમહઇ, વાઉ સુગંધહ વાઇ ૪
અહે પીણ પયોહર અપચ્છર, ગૂજરધર ચિય નારે
અહે ફાગુ ખેલઇ તે ફિરિ ફિરિ, નેમિ જિણંદહ બારે ૫

અને હવે તો સાંડેસરા અને પરીખ સંપાદિત 'પ્રાચીન ફાગુ-સંગ્રહ'માં પ્રકાશિત થયેલી ૩૮ જેટલી ફાગુ કૃતિઓ[૭] અને તેમની ભાષા, શૈલી, છંદ, અલંકાર વગેરે જોતાં તથા આ પછી વર્ણવેલી કૃતિ જોતાં ફાગુરચનાઓમાં કેટલો બધો અંશ રૂઢ અને એક જ ધાટીનો હતો તે સ્પષ્ટ થાય છે.

★

# ૭. અજ્ઞાતકર્તૃક 'ફાગુ' કે 'નારાયણ ફાગુ'

## (સં. ૧૪૯૫ આસપાસ)

'ફાગુ' એટલે બરોબર 'વસંતવિલાસ'નો જોટો, એ જ રચના, એ જ વિષય, અને એ જ ચાતુરીવાળું બીજું 'વસંતવિલાસ'. પ્રથમ કાવ્યમાં સામાન્ય સ્ત્રીપુરુષનાં વસંતવિહાર કે વિયોગનું વર્ણન છે; દ્વિતીયમાં કૃષ્ણ અને તેની પટરાણીઓનો વિલાસ વર્ણવાયો છે. પહેલાનો શૃંગાર ઊછળતો છે, બીજાનો પ્રૌઢ છે. પહેલાને ગાતાં કંઈક સંકોચ થાય; ત્યારે આ નિઃશંક ગાઈ શકાય. કેટલીએક પંક્તિ એવી ને એવી એકમાંથી બીજામાં આવી છે, અને કેટલીએક પંક્તિમાં શબ્દો જુદા પણ ભાવ એક ને એક જ. બન્નેની થોડી લીટીઓ સરખાવી જોઈએ :—

| વસંતવિલાસ | | ફાગ |
|---|---|---|
| પહિલઉં સરસતિ અરચિસુ, | | પહિલઉં પણમિસુ સરસતિ, |
| રચિસુ વસંતવિલાસુ | ૧ | સરસ તિ કવિતવિલાસ |
| પથિકભયંકર કેતુ કિ | ૩૬ | પંથિય જણમણ કંપએ, |
| કંપઇ વિરહિણીસાથુ | ૩૭ | વિરહિણી હિઇ હિવ ધ્રૂજએ, |
| વિધુર વિયોગિની ધ્રૂજઇ, | | કૂજએ મુજ પિય અંગ |
| કૂજઇ મયણકિશોર | ૨૬ | |
| દહ દિસિ પસરઇ પરિમલ, | | દિસિ દિસિ ફૂલિ વણરાઈ |
| નિરમલ થ્યા દિશિ અંત | ૨ | જાઈ બહુલ સુગંધિ |
| કેસૂયકલી અતિ વાંકુડી, | | કણયરકુલી અતિ વાંકુડી, |
| આંકુડી મયણચી જાણિ | | આંકુડી મયણચી જાણિ |
| વિરહિણીનાં ઇણિ કાલિ જ, | | યુવતિચેતન ચોરક, |
| કાલિજ કાઢઇ તાણિ | ૩૪ | કોરક કમલ વખાણિ |

આ કાવ્ય ક્યાં રચ્યું છે તે કવિએ સ્પષ્ટ રીતે જણાવ્યું છે :—

દાલિદ્રિ સંપન્ન, નગઇ સોવન વન્ન
રચિઉ ફાગુ એ, સિવસુહ માગુ એ ૬૭

ધાનેજ-પાટણ પાસે આવેલા ગામમાં આ 'ફાગ' રચાયો છે. એનો કર્તા કોણ તે ગુજરાતી કાવ્યમાં જણાવ્યું નથી; પણ સંસ્કૃતમાં આ શ્લોક છે :—

भवे भवे भवे देव कुरुते कुरुते रतिम् ।
रमा रमा रमा राम तस्य येन नयो नते ॥६६॥

नयो नते એવો પાઠ લઈ રમાને તથા રમારમણને જે નમે છે તે ઉન્નત થાય છે, એમ અર્થ કરીએ, તેમ રમારમણ તથા રમારામને નય નમે છે, એવો અર્થ પણ કરી શકાય.

એ પછીનો શ્લોક આ પ્રમાણે છે :—

पौराणैः कीर्तितो देव त्वामेव भुवनाधिपः ।
नतर्षिः श्री जगद्वंद्यो ज्ञानी ध्यानी गुणी कविः ॥

આમાં જગદ્વંદ્યને (नत+ऋषि) નમે છે ઋષિ; અર્થાત્ કૃષ્ણને ઋષિઓ નમે છે એવો અર્થ કરવામાં આવે, પણ 'નતર્ષિ કવિ જગદ્વંદ્યને અને જ્ઞાની, ધ્યાની, મુનિ કવિ સર્વને નમે છે.'—એમ પણ ઘટાવી શકાય. આમ આ કાવ્યના કર્તાનું નામ નયર્ષિ અથવા નતર્ષિ સંભવે છે.

કાવ્યની ૪૯ મી પંકતિ આ પ્રમાણે છે :—

કીરતિ મેરુ સમાણ, કો નવિ લંઘઇ આણ
તઉ જગિ અતિ સુજાણ સારંગધર૦ ૪૯

એ લીટીઓનો અર્થ જેની કીર્તિમેરુના જેવડી છે એમ કહી શકાય. પરંતુ હું ધારું છું કે આ રીતે કવિએ પોતાના ગુરુનું નામ કહ્યું છે. એમ માનવાનું કારણ એટલું જ કે કીર્તિમેરુ નામના વિદ્વાને પોતાને હાથે પોતાના ઉપયોગ માટે રાખેલી નોંધપોથી—જેમાં સંવત ૧૪૯૭ માં પોતે લખી છે એવો એણે ઉલ્લેખ કર્યો છે તે—માંથી આ કાવ્ય ઉતારી લીધું છે. બીજું કારણ એ છે કે આ કવિની પેઠે કીર્તિમેરુને પણ શબ્દાલંકાર બહુ પ્રિય છે. કીર્તિમેરુનાં મળી આવેલાં કેટલાંક

કાવ્યો પરથી લાગે છે કે, કીર્તિમેરુની એ શબ્દાલંકારપ્રિયતા એના શિષ્યમાં પણ આવી.[1]

હવે આપણે 'ફાગુ'નું સ્વરૂપ જોઈએ.

એમાં પ્રથમ સોરઠ અને પછી દ્વારિકાનું વર્ણન છે. એ પછી કૃષ્ણનાં પરાક્રમ અને વૈભવનું યશોગાન છે. એક વખતે વનદેવે આવીને કૃષ્ણને કહ્યું કે "મહારાજ! દશે દિશાઓ નવી થઈ છે; વસંત ખીલી રહી છે; કામદેવ ભેટવા આવે છે; માટે આપ પધારો." કૃષ્ણ આનંદ પામ્યા અને સહસ્ર પટરાણીઓ તથા પોતાના પરિવાર સાથે વનવિહાર કરવાને સંચર્યા. અહીંથી વન તથા સ્ત્રીઓના શૃંગારનું બ્યાન શરૂ થાય છે. વનમાં કૃષ્ણે પટરાણીઓ સાથે રાસ ખેલવા માંડયો. એણે મોરલી વગાડવા માંડી, ને ગોપાંગનાઓએ તાલપૂર્વક નાચવા માંડયું. રાસ રમતાં રમતાં કૃષ્ણ વનમાં જતા રહ્યા ને સર્વ પટરાણીઓને ઘેર જવાનું કહ્યું. પરંતુ ગોપીઓએ આડી ફરીને એનો માર્ગ રોકી રાખ્યો, ને જુદી જુદી પટરાણીઓ સાથે કૃષ્ણે વનક્રીડા કીધી.

આ પ્રસ્તુત કાવ્યનું વસ્તુ છે. કૃષ્ણનો રાસ સૌને વિદિત જ છે. પરંતુ બધા કવિઓએ રાસભૂમિ તરીકે વૃન્દાવન જ પસંદ કર્યું છે; અને કૃષ્ણ સોળ સહસ્ર સ્ત્રીઓ પરણે, દ્વારિકાના રાજા થાય, પુત્રને ત્યાં પરિવાર થાય તે પછી ઘરડે ઘડપણ વાંસળી વગાડીને રાસ રમવા નીકળે, તેના કરતાં યૌવનનો આરંભ પણ ન થયો હોય એવી કિશોરાવસ્થામાં રાસ રમે, એ વધારે ઉચિત અને વધારે શોભાસ્પદ લાગે છે. વળી કવિ કૃષ્ણની સ્ત્રીઓને ગોપી કહે છે તે પણ અયુક્ત લાગે છે; કારણ કે, વ્રજના ગોવાળીઆઓની પત્નીઓ તે ગોપીઓ—દ્વારિકાની પટરાણીઓ નહીં.

હવે કાવ્યનો નમૂનો જોઈએ :—

*વન્નિસુ ફાગિ નરાયણ, રાય નમઈ જસુ પાઈ
તસ ગુણ આણુદિન ખેલત, હેલત જાઈ અપાઈ. ૨

---

૧. આ ફાગુ જૈનેતર કવિની કૃતિ હોવાના અને તેનો કર્તા 'વસંતવિલાસ'કારથી જુદો હોવાના મત માટે જુઓ 'પ્રાચીન ફાગુ-સંગ્રહ', પૃ. ૫૨, ૫૪-૫૫.

* ૨. રાજાઓ જેને ચરણે નમે છે અને જેના ગુણને અનુસરતાં દુષ્કૃત્યો ક્ષણમાં દૂર થાય છે એવા નારાયણનું 'ફાગ' વડે વર્ણન કરીશ.

જંબુયદીવિહિં ભણિઉએ, સુણિય એ સોરઠ દેસ
પવરગઆગર ગરુઉ, વરુઉ નહિ સન્નિવેસ. ૩

* * *

રાજ કરઇ શ્રીરંગ, ઘરણી જસ શ્રી રંગ
યાદવનાયકુ એ, વાંછિતદાયકુ એ ૮
જરાસિંધુ બલ લોડિય, મોડિય નરપતિ લાખ
રણભરિ કુણંબ ઊગારિય, તારિય જાદવસાખ. ૯

* * *

## અઢૈયુ

ઉત્તર દક્ષિણ દેસ, પૂરવ લિઇ સવિશેષ
પશ્ચિમ રાજિઉ એ, નહિ પરાજિ એ ૧૫
ગોપિય સહસ અઢાર, બિહુ ઊણ પરિવાર
રૂવિહિ રતીવતી એ, ગૃહગુણ ગણવતી એ ૧૬

## ફાગુ

આવિય માસ વસંતક, સંત કરઇ ઉત્સાહ

૩. જંબૂદ્વીપમાં સોરઠને નામે ઓળખાતો મોટો દેશ છે; જ્યાં વાસસ્થાન વરવાં નથી અને જે 'પ' વર્ગનો મોટો આગર છે. (અર્થાત્ 'પ' વર્ગના અક્ષરો પ, ફ, બ, ભ, મ, એનાથી શરૂ થતા નામવાળા પદાર્થો-પાન, પુષ્પ, પદ્મિની, પરિમલ, પ્રવાળ, પર્વત; ફળ, ફૂલ; બળ, બળદ; ભક્ત, ભોજય પદાર્થો; મણિ, મોતી, મરાલ ઇત્યાદિ જ્યાં ઉભરાય છે.) ૮. શ્રીરંગ-શ્રીકૃષ્ણ–ત્યાં રાજ્ય કરે છે. તેમની રંગવતી શ્રી=લક્ષ્મી ગૃહિણી છે. એ યાદવોના નાયક વાંછિત આપનારા છે. ૯. જરાસંધનું બળ ભાંગીને અને લાખો નરપતિઓનાં માનનું મર્દન કરી, એણે પોતાના કુટુંબને યુદ્ધમાંથી ઉગારી લીધું અને યાદવકુળ તાર્યું. ૧૫. ઉત્તર, દક્ષિણ અને ખાસ કરીને પૂર્વના કોઈપણ મનુષ્યથી જેનો પરાજય થયો નથી, એવા એ પશ્ચિમના રાજા છે. ૧૬. અઢારમાં બે ઓછા-અર્થાત્ સોળ સહસ્ર ગોપીઓનો એમને પરિવાર છે. રૂપમાં એ રતિના જેવા છે, અને ગૃહિણીનાં ગુણોના ભંડારરૂપ છે.

મલયાનિલ મહિ વાયઉ, આયઉ કામગિ દાહ ૧૭

*  *  *

### અઢૈયુ

સોહઇં ફલિ સહકાર, કોઇલિ કરઇં ટહકાર
પંચમ રાગૂ એ, જણાસુર ભાગૂ એ ૨૧

*  *  *

નારિય તનના રંગ, અભિનવ ફુલ નારંગ
સિરિ ભરિ સુરતરુ એ, મોહઇં સુરનરુ એ ૨૩

ચંદન નંદન ગંધ, ભોગિય ભોગિ સંબંધ
અલિકુલ રણઝણઇં એ, કામી કુણકુણઇં. ૨૪

*  *  *

### રાસક

વણચરિ આવિય પ્રભુ વીનવિઉ, નવિ દસઇ દિસરિ રે
માધવ માધવ ભેટણ આવિન દેવ મુરારિ રે ૨૮

વાત સુણી પ્રભુ મણિ અતિ હરખિય, નિરખિય ગૃહપરિવાર રે
નિજ પરિવારિઇં જાદવ પહુતુ વનહ મઝારિ રે ૨૯

---

૧૭. વસંત માસ આવ્યો; સંતોએ ઉત્સાહ કરવા માંડયો; મલયાનિલ પૃથ્વી પર વાવા માંડયો અને કામી જનને(કામ) દાહ વરતાવા લાગ્યો. ૨૧. આંબાઓ ફળ વડે શોભવા લાગ્યા; કોયલોએ ટહુકા કરી જનોને સુખકર એવો પંચમ રાગ ગાવા માંડયો. ૨૩. રમણીઓનાં શરીરનો વર્ણ જાણે નવીન જાતનો નારંગી રંગ હોય એવો જણાવા લાગ્યો. તેઓ માથે પારિજાતનાં ફુલ ઘાલવા લાગી અને તે જોઈને દેવો અને પુરૂષો મોહ પામવા લાગ્યા. ૨૪. ઉત્સાહિત કરનારી ચંદનની ગંધનો ભોગીજનો ઉપભોગ કરવા લાગ્યા. ભમરાઓએ ગુંજારવ કરવા માંડયો અને વિયોગી કામીજનો કણકણવા લાગ્યા. ૨૮. વનદેવે આવીને પ્રભુને વિનંતિ કરી કે 'દશે દિશાઓ નવું રૂપ પામી છે. તો હે દેવમુરારિ માધવને (વસંતને) ભેટવા આપ પધારો.' ૨૯. આ વાત સાંભળીને પ્રભુ ઘણા હર્ષિત થયા; પોતાના ગૃહપરિવાર તરફ જોયું; ને પોતાના પરિવારને સાથે લઈને વનમાં પહોંચ્યા.

થણભરિ નમતી તરુણી કરુણી, વરુણી ચરણ સંચારિ રે
ચાલઈ ચમકત ઝમકત નેઉર, કેઉર કટક વિશાલ રે ૩૦

* * *

વેણિય વયણિ મિષંતરિ, ભિતરી રહિઉ સિરિ નાગ
અધરરંગ પરવાલિય, આલિય નાવઈ ભાગ ૩૩

* * *

## અઢૈયુ

ગજવડિ પહિરંઈ બાલ, સિરિવરિ મોતિય જાલ
કરજિત કમલૂ એ, અતિ નખ વિમલૂ એ ૩૭

* * *

## ફાગુ

ઉઢઈ સરવરિ ઘાટડી, વાટડી જાઈં રમંત
કંઠિ મનોહર કિન્નરી પય પણમંત ૪૦

## આંદોલા

નાચઈં ગોપિયવૃંદ, વાઈં મધુર મૃદંગ

૩૦. સ્તનભારથી નમતી અને મદોન્મત્ત હાથણીઓની પેઠે ચાલતી તરુણીઓનાં નૂપુરઝંકાર થવા લાગ્યા અને વિશાલ કેયૂરકટક ચમકાર કરવા લાગ્યાં. ૩૩. ગૂંથેલો ચોટલો જાણે વેણીને મિષે અંદર નાગ રહ્યો હોય એવો દેખાય છે; અને પરવાળાનો રંગ તેમના હોઠના રંગની સરખામણીમાં હારી ગયો. ૩૭. બાળાઓએ ગજવડી પહેરી છે. માથા પર મોતીની જાળી પાડી છે. હાથ વડે કમળને જિત્યાં છે, અને તેમના નખ અતિ ઉજ્જવળ છે. ૪૦. સુંદરીઓ માથે ઘાટડી ઓઢીને રસ્તામાં રમત રમતી જાય છે. એમનો કંઠ પોતાને પણ મુગ્ધ કરે એવો છે, એમ જાણી કિન્નરીઓ તેમને ચરણે નમે છે.

મોડઇ અંગસુરંગ, સારંગધર વાઇન મહુયરિ એ,
કુલવણ મહુયર એ ૪૧

*   *   *

આઇ અભિનવ ફાગ સાંચવઈ શ્રી રાગ
નવજતિ મૂંકઇ પાગ, સારંગધર૦— ૪૩
કર લિઈ પંકજનાલ, સિરિવરિ ફેરઈ બાલ
છંદિહિ વાજઈ તાલ, સારંગધર૦— ૪૪

*   *   *

તારા માહિ જિમ ચંદ, ગોપિય માહિ મુકુંદ
પણમઈ સુરનર ઈંદ, સારંગધર૦— ૪૮

*   *   *

### રાસ

ગોપિય લોપિય, ઠાણ નિરોપિય, વનિવનિ ભમઈ મુકુંદ રે
અમ્હ વીચારી, કિહિ સંચારી, બોલિ ન કુલનભચંદ રે ૫૧
વાટ ઘાટ સવિ બાંધઇ સહિયર, અહિયર તવ કુણ રંગ રે

---

૪૧. યાદવકુલરૂપી વનના મધુકર સારંગધરે મોરલી વગાડવા માંડી, એટલે ગોપીઓ ટોળે મળીને નૃત્ય કરવા લાગી. કોઈએ મૃદંગ વગાડવા માંડયું; અને કોઈ પોતાના સુંદર અંગમરોડ વડે નૃત્યના અભિનય કરવા લાગી. ૪૩. શ્રીરાગનો આલાપ કરીને નવનવા ફાગ ગાવા માંડયા. નવનવા છંદે તાલ આપીને પગ મૂકતી ગોપીઓએ નાચવા માંડયું ને સારંગધર મોરલી બજાવવા લાગ્યા. ૪૪. ગોપીઓ હાથમાં કમળ-નાળ લઇને માથા ઉપર ફેરવે છે; છંદે છંદે તાલ દે છે; સારંગધર વેણુ વગાડે છે અને ગોપીઓ નાચે છે. ૪૮. તારાઓમાં જેમ ચંદ્ર શોભે તેમ ગોપીઓમાં મુકુંદ દીપી ઊઠે છે. સુર, નર અને ઇંદ્ર જેમને પ્રણામ કરે છે એવા સારંગધર મોરલી વગાડે છે ને ગોપીઓ નાચે છે. ૫૧. ગોપીઓને ઘેર જવાનું કહીને મુકુંદ તેમનાથી છૂટા પડ્યા, અને વનમાં અહીંથી તહીં ફરવા લાગ્યા. ગોપીઓ શોચવા લાગી કે કુલનભના ચંદ્ર અમારી વચ્ચેથી ક્યાં ગયા? કહેતા કેમ નથી?

અમ્હ મૂકી તું કિમિ હિવ ચાલઈ, પાલઈ ગોપિય વૃંદ રે 52

* * *

## ફાગુ

ગોપિય ગોપતિ ક્રીડત, હીંડત વનહ મઝારિ
મારુતપ્રેરિત વનભર, વન ભર નમઈ મુરારિ 57
નિર્મલ જલભરિ ખેલત, હેલત હેલ અબાહ
વાટઈ ચાલઈં છાંહડી, બાંહડી, પ્રિય ઉત્સાહ 60

* * *

## અઢૈયુ

ક્રીડા કરી ગોવિંદ, વિનમત સકલ નરિંદ
પુહતા નિજ પુરી એ, સહિત અંતેઉરી એ 61

* * *

દેવ તણઉ એ ફાગ, પઢઈ ગુણઈ આણુરાગ
નવનિધિ તે લહઈ એ, જે પણિ સાંભલઈ એ. 64

---

૫૨. સખીઓ બધા રસ્તા રોકીને ઊભી રહી. આ તે તારી કેવી રીત? અમને છોડીને હવે તું કેમ ફરે છે? ગોપીઓના વૃંદ તારે શરણે છે. ૫૭. ગોપતિ-અર્થાત્ કૃષ્ણ અને ગોપીઓ ક્રીડા કરતાં વનમાં ફરે છે; અને આખું વન પવનથી પ્રેરાઈને મુરારિને નમે છે. ૬૦. નિર્મળ જળથી ભરેલા હોજમાં સુંદરીઓ સાથે મુરારિ ખેલે છે. અગાધ પ્રીતિની છોળો ઝીલે છે; વાટમાં પ્રિયનો હાથ ઝાલીને શરીરની છાયા જેમ સાથે ને સાથે જ હોય તેમ તેની સાથે ને સાથે જ ચાલે છે. ૬૧. જેને સર્વ નરેન્દ્રો નમન કરે છે એવા ગોવિંદ આ પ્રમાણે અનેક ક્રીડાઓ કરીને પોતાની પત્નીઓની સાથે પોતાની નગરીમાં પહોંચ્યા. ૬૪. દેવ વિષેનો આ ફાગ જે પ્રીતિપૂર્વક ભણશે કે પાઠ કરશે અથવા સાંભળશે તે સર્વ નવ નિધિ પામશે.

*

# ૮. પંડિત દયાસિંહગણિ (ઉદયસિંહ)[1]
## (સં. ૧૪૯૭)

જૈન સિદ્ધાન્તના ગ્રંથો ગુજરાતીમાં ઉતારી લેવાની જરૂર આ વખતે સર્વને સમજાઈ હતી, તેથી વિદ્વાન આચાર્યો આ કામ પાછળ લાગી ગયા હતા. પંડિત દયાસિંહગણિએ "સંગ્રહણી" ગ્રંથનો બાલાવબોધ રચ્યો છે. એ ગ્રંથની સં. ૧૬૪૨ માં પંડિત આણંદલાભગણિએ લખેલી પ્રતિ અમદાવાદ ડેહલાના ભંડારમાં છે તે ખાસ જોવા જેવી છે. એમાં શબ્દો છૂટા પાડવાની નિશાની સાથે આખો ગ્રંથ લખ્યો છે. નમુના માટે તેમાંનો છેવટનો ભાગ લીધો છે:—

"એ સંઘયણિનુ વિચાર મેં બાલવિબોધપણઈ કરતાં। કાંઈ અર્થ। ઉણુ કહવાણુ। હુઈ। કેતલુ અર્થ। ઘટતા ભણી અનેરુ। અધિકાર। કહેવાણુ। હુઈ। તે મિછામિ દુકકડ॥ સંઘયણના વિચાર કેવલ। યંત્રડઈ। જાણીઈ। કેતલા વિચાર। આંકને વતરિ। વીર્તીઈ। સમ્યગ। છીઈ। પુણ। એ સંઘયણિની ગાથાનુ। અર્થ। ગાઢઉ। દોહિલુ। છઈ। પુણ જિસિઉ અર્થ આવડતું હતું। તિસિઉ આપણપાનઇ સંભારવા ભણી લિખિઉ છઇ હિવિ સુજાણ દક્ષ મનુષ્યે। એ સંઘયણિનુ વિચાર આપણી બુદ્ધિઈ। વિચારી। વિસ્તારવું। જે ભવ્ય જીવ છઈ। એ વિચાર કરતાં। કર્મનું ક્ષય। હુઈ। ચિત્તસ્થરીકરણ હુઈ। તે ભવ્ય જીવનઈ। ઋદ્ધિ। વૃદ્ધિ માંગલીક હુ॥ એ બાલાવિબોધ સામાન્ય સાધુ સાધ્વી 'શ્રાવક' 'શ્રાવિકાનઈ'। અર્થ જાણવા નઈ॥ સંવત ૧૪ સત્તાણુંઇ। દ્વિતીય શ્રાવણ શુદિ ૧૪ દિને। તપા પક્ષિ ભટ્ટારક રત્નસિંહસૂરિ સાનિધ્યેઇ।

પં. દયાસિંહ ગણિઈને। એ બાલાવિબોધ રચિઉ।। સંવત ૧૬૪૨। વર્ષે ભાદ્રવા વદિ ૨ દિને। લઘુશાલામાં। પં. આણંદલાભ ગણિલિખિતં। તત્ર અહમન્નગરે।"

આમાં શબ્દો જેવા છૂટા પાડયા છે તેવા મૂલ પ્રતિમાં શબ્દો છૂટા પાડયા નથી. શબ્દો છૂટા પાડીને લખવાનો એ કાળે રિવાજ જ નહોતો. શબ્દો છૂટા પાડવા ઈચ્છના લહિયા તે તે શબ્દની પાછળ।। આ પ્રમાણે લીટી કરતા.

---

૧. જૈ. ગૂ. ક., ૧, પૃ. ૧૮૦; ૩, પૃ. ૪૪૫, ૧૫૭૬.

આ સમયે રચાયેલા બાલાવબોધની જોડણી તદ્દન શુદ્ધ છે. માત્ર જે પ્રતિઓ પાછળના કાળે લખાયેલી હોય છે તેમાં જ પૂરેપૂરી શુદ્ધિ જળવાયેલી હોતી નથી.

પાટણ ભંડારનો રિપોર્ટ સ્વ. ચીમનલાલ ડાહ્યાભાઈ દલાલે તા. ૨૮-૧૧-૧૫ ને રોજ પ્રસિદ્ધ કર્યો છે. તેમાં આ બાલાવબોધના કર્તાનું નામ "ઉદયસિંહ" લખ્યું છે. એમણે જે પ્રતિ ઉપરથી નોંધ લીધી છે તે પ્રતિ સં. ૧૫૪૮ ની લખાયેલી છે. તેમાં ગ્રંથના અંતિમ ભાગનો ઉતારો આ પ્રમાણે કર્યો છે:—

"સદ્‌ગુરુ કન્હલિ પૂછી વિશેષ અર્થનું ગ્રહણ કરિવઉં। જે ભવ્ય જીવ છઇ તેહ નઇ એ સંઘયણિનું વિચાર કહતાં કર્મક્ષય હોઇ તેહ તણઇ ભવ્ય જીવઇ એ વિચાર જોઇવું જાણિવું જિમ તે ભવ્ય જીવનઇ ઋદ્ધિ વૃદ્ધિ હોઇ। એ બાલાવબોધ સામાન્ય સાધુ સુશ્રાવક શ્રાવિકાનઇ અર્થનઉં લવલેશ જાણિવાનઇ. સંવત્ ૧૪૯૭ ચઉદ સત્તાણુવઇ શ્રાવણસુદિ ચઉદસિ શુક્રવારિ તિણિદિન તપાગચ્છિ ભટ્ટારક શ્રી રત્નસિંહસૂરિનઇં પંડિત ઉદયસિંહ એ બાલાવબોધ રચિઉ સમસ્ત માંગલિકનઇં અર્થ હોઉ।।

ખરું નામ દયાસિંહ કે ઉદયસિંહ તે ઝાઝી પ્રતિઓ મેળવવાથી નક્કી થઈ શકે. એક જ પુરુષનાં બે નામ હોય, એ બહુ સંભવિત નથી.



## ૯. મુનિસુંદરસૂરિ–શિષ્ય

એક 'કલ્યાણમંદિર બાલાવબોધ' તપાગચ્છના મુનિસુંદરસૂરિ (સોમસુંદરસૂરિના પટ્ટધર સં. ૧૪૪૩–૧૫૦૩) ના કોઈક શિષ્યે રચ્યો હોવાનું નોંધાયું છે.[૧] નીચે જે 'કલ્યાણમંદિરસ્તવ બાલાવબોધ'ની પ્રતમાંથી નમૂના આપ્યા છે, તેમની ભાષાનું સોમસુંદરસૂરિની ભાષા સાથે મળતાપણું જોતાં આ રચના મુનિસુંદરશિષ્યવાળી હોવાનો ઘણો સંભવ છે.

કલ્યાણમંદિરસ્તોત્રની ઉત્પત્તિ વિષે આ પ્રમાણે કહ્યું છે :—

શ્રી કલ્યાણમંદિરસ્તવનઉ અર્થ કહીયઇ. તિહાં પ્રથમ કલ્યાણમંદિરસ્તોત્રની ઉત્પત્તિ કહીઇ. ઉજ્જેની નગરીઇ શ્રી વિક્રમાદિત્ય રાજા, તેહનઉ પુરોહિત અનસેન નામિઇ. તત્પુત્ર સિદ્ધસેન દિવાકર વદીઇ. શ્રી વૃદ્ધવાદિ ગુરુ સિઉ વાદ કરિવા, વૃ. ગુ. કન્હિ પુહુતઉ. વૃદ્ધવાદિ ગુરુ નગર બાહિરિ મિલ્યા. ગોવાલીયા સમક્ષ વાદ કરિવા માંડિઉ. પહિલું સિદ્ધસેન સંસ્કૃત બોલ્યા. ગોવાલીયાં સાંભલી કહઇ : રે મૂર્ખ કાંઇ ઝગડઇ? એવઇ શ્રી વૃદ્ધવાદિ ગુરુ પલવટિ બાંધીનઇં નીચેના મુખિ ઇમ ભણઇ.

***"નવિ મારીયઇ નવિ ચોરીયઇ, પરદારગમન નિવારીયઇ**
**થોવાઉં વિ થોવં દાઇયઇ, તઉ ડગડગુ સરગિઇં જાઇયઇ** ૧
**કાલઉ કાંબલ અકરુ નીચાટુ, છાસિ ભરિઉ ખોલહુ માટુ**
**એ વડ પડિઉ નીલિ ઝાડી, અવરઉ સગ્ગહ સિંગુ નિલાડિ** ૨
**જેણિ કલતરુ ચિંતીઉ, ગંઠિહિ બંધિઉ દમ્મુ**
**નવિ ખમણઉ નવિ સેવડઉ, અપુ અકયત્થઉ જમ્મુ"** ૩

---

૧. જૈ. ગૂ. ક., ૩, પૃ. ૧૫૭૩.

*૧. મારીએ નહીં, ચોરીએ નહીં, પરસ્ત્રીગમન કરીએ નહીં, થોડામાંથી થોડું આપીએ, તો ડગલે ડગલે સ્વર્ગ પામીએ.

૨. કાળો અને ઘટ્ટ વણેલો કાંબળો, ઘરમાં છાસનું ભરેલું માટલું, લીલા વડના ઝાડ તળે વીસામો [એ જ સ્વર્ગ]. સ્વર્ગને કંઈ શીંગડાં છે?

૩. જેણે સ્ત્રીની જ ઇચ્છા કરી, પૈસા ગાંઠે બાંધ્યો અને જોગી જતીને આપ્યું નહીં, તેનો જન્મ એળે ગયો.

"ઈમ સુણી ગોવાલાએ કહિઉ એ યતી ખરઉ પંડિત, આ બ્રાહ્મણ મૂર્ખ દીસઇ છઇ. ઈમ વલી રાજ્યસભાઇં વૃદ્ધવાદિસૂરિ જિતા. સિદ્ધસેન દિવાકર હાર્યા. સંયમ આદરિઉ. દ્વાદશાંગીના અર્થ વહ્યા, કુમુદચંદ્ર ઇ નામ દીધઉ. અનુક્રમિઇં સૂરિચંદ હુઉ. સિદ્ધસેન દિવાકર નામઇં પ્રસિદ્ધ હુવા. એકદા પ્રસ્તાવિ ગુરુ પ્રતિ ઈમ કહઇ, પૂજ્યજી! આજ્ઞા હુઈ તઉ સૂત્ર સર્વ સંસ્કૃત કાવ્યબંધ કરું. વનઉ જરે(?) ઈમ કહિઉ. ઈણ વચનઇ મોટઉ પ્રાયશ્ચિત લાગું. એવઇ ગુરુને પગે લાગી સિદ્ધસેન દિવાકર પ્રાયશ્ચિત માગઇ; ગુરુ કહઇ બાર વરસ અવધૂત વેપઇ ભમિ. કોઇ મિથ્યાત્વી રાજા પ્રતિબોધિ. સિદ્ધસેન ગયું. તીર્થવાલી તઉ પ્રાયશ્ચિત છૂટઇ. તે વચન અંગીકરી બાર વરપ પૃથ્વીમાંહી અવધૂત વેપઇ ભમી ઉજેણી નગરીઇ મહાકાલનઇ પ્રાસાદિ શિવલિંગ ઉપરિ પગ દેઇ સિદ્ધસેન સૂતા. ઘણે લોકે ઉઠાડ્યા, પણિ ન ઉઠઇ. ઈવહિ રાજા વિક્રમાદિત્ય આવ્યા. પ્રણિપત્ય કરી ઉઠાડયા. રાજા કહઇ, અહો સ્વામી એ દેવની અવજ્ઞા ન કીજઇ, એહની સ્તુતિ કરુ: સિદ્ધસેન દિવાકર કહઇ, એ મારી સ્તુતિ સહી ન શકઇ. તૂહઇ રાજા કહઇ સ્તુતિ કરૂં. તિવ્હારઇં સિદ્ધસેન દિવાકર નરેશ્વરનઉ આદેશ લહીનઇ સ્તુતિ કરઇ. પ્રથમ મહાવીરની બત્રીસી કીધી. પછઇ શ્રી કલ્યાણમંદિરસ્તોત્ર નીપજાવિઉ. તેહનઉ આગ(ગીઆર)મું કવિત્વ ભણતા શિવલિંગ સ્ફોટ હુઉ. શ્રી પાર્શ્વનાથની પ્રતિમા પ્રગટ હુઈ. તે દેખી વિક્રમાદિત્ય પૂછઇ. તમો કહું એ કસિઉ સ્વરૂપ? વલતઉ ગુરુ કહઇ, એ શ્રી પાર્શ્વનાથનું બિંબ; પૂવ્વઇં અત્ર ભદ્રાનઉ બેટઉ અવંતીસુકુમાલ શ્રી સુહસ્તિસૂરિને વચન પ્રતિબોધ પામિઉ. જાતિસ્મરણિ પૂર્વ્વભવઇ નલની-ગુલ્મવિમાનના સુખ સાંભર્યાં. તિહાં જાવા ઉચ્છક થયુ. સ્રીબત્રીસનાં સુખ મુકી ગુરુ સમીપે ચારિત્ર. શૃગાલિનીકૃત ઉપસર્ગિઇં કાલકરી નલનીગુલ્મવિમાનનઇ વિપઇ દેવતાની પદવી પામિઉ. પૂર્વિઇં એક સ્રી સાધાન મુકી હતી, તેણીઇ પુત્ર પ્રસવિઉ. મહાકાલ નામિઇ. તેણઇ બેટઇ પિતાની ચિતાનઇ સ્થાનિક પ્રાસાદ કરાવિઉ. આ શ્રી પાર્શ્વનાથની પ્રતિમા થાપી. કાલિ મિથ્યાદૃષ્ટિએ લિંગસ્થાપન કીધી. હવડાં માહરી સ્તુતિઇ કરી શ્રી. પાર્શ્વનાથ પ્રગટ હવા. હવઇં શ્રી વિક્રમાદિત્ય રાજા સાચઉ દેવ દેખી સમ્યકત્વ મૂલદ્વાદશ વ્રત પડવવી. એ શ્રી કલ્યાણમંદિરસ્તોત્રની ઉત્પત્તિ."

*

# ૧૦. મુનિપતિચરિત્ર (ગદ્ય)

## (સં. ૧૫૦૦ આસપાસ)

જૈનોના ગ્રંથભંડારોમાં સંગ્રહાયેલા પ્રાચીન ગ્રંથો ઘણી ઘણી રીતે જોવા જેવા હોય છે. કોઈના ઉપર કારીગરી કરીને લખેલું હોય છે, અને ઘણાના અક્ષર છાપેલા અક્ષરોને પણ ભુલાવી દે તેવા એકસરખા, મોતીના દાણા જેવા અને સુવાચ્ય મરોડદાર હોય છે. વડોદરાના સરકારી પૂસ્તકાલયમાં "મુનિ-પતિચરિત્ર"નો ગદ્ય ગ્રંથ છે.[1] તે ઝીણા અક્ષરે લખાયેલા ગ્રંથ તરીકે જોવા જેવો છે. ચશ્માની મદદ વગર ન વંચાય એટલા બધા ઝીણા નહીં, પણ વગર ચશ્માએ સારી રીતે વાંચી શકાય એવડા મોટા, છતાં બહુ જ સંકોચીને ઝીણા અક્ષર લખાયેલા છે. દરેક પૃષ્ઠમાં ૨૧ લીટીઓ છે. એવાં ૨૧ પૃષ્ઠમાં આ ગ્રંથ લખાયો છે. "સં. ૧૬૧૭ વર્ષે શાકે ૧૪૮૩ પ્રવર્તમાને. શ્રી કુંભલમેર ગઢ મહાદુર્ગે પં. સધારણ લિખિતં" એ પ્રમાણે લખનારના નામની નોંધ છે, પણ તેમાં ગ્રંથકર્તાનું નામ નથી. ગ્રંથને છેડે કર્તાની નોંધ છે, તે આ પ્રમાણે છે:—

"એ મણિપતિચરિત્ર મહા વિસ્તરિ છઇં, પુણ સંક્ષેપઇ કહવરાંણઉ, આપણી બુદ્ધઇં અજાણવઇ કરી કાંઇ અધિકઉ કાંઇ ઓછઉ બોલાણઉ હુઇ, આપણા ગરબ લગઇ બોલાણઉ હુઇ તે ખમિજ્યો."

ગ્રંથના આરંભે એક પ્રાકૃત શ્લોક છે, તેમાં "સુસાહુ ગુણરયણ પડહત્થં" એ પ્રમાણે ઉલ્લેખ કર્યો છે. પણ ગુણરત્ન કયા, એ જાણી શકાય એવું નથી. ગદ્યરચના સોળમા શતકના પૂર્વાર્ધમાં થયેલી લાગે છે.

ગુજરાતી ભાષાની જોડણી પ્રાચીન કાળે નિયમબદ્ધ હતી કે નહીં એ જોવા ઇચ્છનારે આ કાળે લખાયેલા ગ્રંથો જોવા જોઈએ.

---

૧. જૈ. ગૂ. ક. ૩, પૃ. ૧૬૮૯ ઉપર દ્વિતીય હરિભદ્રકૃત 'મુનિપતિચરિત્ર બાલાવબોધ'ની, અને પૃ. ૧૬૯૯ ઉપર બીજા કોઈ 'મુનિપતિચરિત્ર'ની નોંધ છે.

નમિઊણ મહાવીરં, ચઉવિહાઈ સયસંજમ સંવરં (?)
ચરિત્રં વુચ્છં, સુસાહુ-ગુણરયણ-પડહત્થં[૨] ॥૧॥

એહ ભરતક્ષેત્ર માંહિ, મણિપતિકા નગરી। તીણઇં નગરી મણિપતિ રાજા રાજ્ય કરઇં। પ્રજાપાલક। પૃથ્વી ભાર્યા। તેહનઉ બેટઉ મુણિચંદ્ર કુમાર। એકદા પલી દેખીનઇં વૈરાગ્ય ઉપનઉ। પુત્ર રાજ્ય થાપી। રાજદીક્ષા લીધી। શ્રી ધર્મ્મઘોષસૂરિ કન્હઇં। ગ્રહણ શિક્ષા આસેવના શિક્ષા લીધી। છજીવની રક્ષા કરઈ। યોગ્યતા ભણી એકલ વિહાર પડિમા પડિવજઇ। ગ્રામાનુગ્રામિ વિહાર કરઇં। સીતકાલને દીહાડે વિહાર કરતઉ ઉજ્જેણી નગરી પહુતઉ। કાઉત્સર્ગિ રહિઉ મહાત્મા સાંઝઇં પીહારીએ એક મહાત્મા દીઠઉ ભદ્રકપણઇં કરી સવિહું મહાત્મા ઉંઢણે કરી ઢાંકિઉ। એતલઇં તે નગરી બાહિરિ તિલભટ્ટ બ્રાહ્મણ વસઇ। તેહ નઇં ભાર્યા ધણસરી પુણ અસતી માંહિ શિરોમણિ। તિલનઉ સંગ્રહતઉ। લોકે તિલભટ્ટ એહવઉં નામ દીધઉં। મુગધપણઇં કરી સઘલા તિલ વાવરિઆ। પછઇં ચીંતવિવા લાગી રખે ભરતાર જાણઇ। તેતલઇં તત્કાલ બુદ્ધિ ઊપન્નઇ। તિમ કરું જિમ તિલની કણવાર ન કરઇ। સરીર મસિ ખરડિઉં। પીધાં સચરિ ચઉહડયાં (?)। મહા ભય સ્વરૂપ કીધઉં। હાથિ બુંદા લીધાં। માથઇં સિગડી ચડાવી ફેતકાર મુંકતિ। અટ્ટહાસ્ય કરતી ક્ષેત્ર ભણી ચાલી। જિહાં તિલનઇં ખલઇં તિલભટ્ટ સૂતઉ છઇ। તિહા ભણી। ચાલવા લાગી। સાક્ષાત્ જિસી રાક્ષસી હુઇં તિસી બોલવા લાગી। તિલ ખાઉં તિલભટ્ટ ખાઉં। એતલઇં તિલભટ્ટ જાગિઉ। ભયભીત બીહવા લાગઉ। સચરિ કંપ વિછુટઉ। તિલભટ્ટ બોલવા લાગઉ। પરમેશ્વરી તિલ સઘલા ખાઓ। મૂંહરઇં કુસલ કરે। એતલઇં રાક્ષસી બોલવા લાગી। અરે તિલભટ્ટ હઉં તિલભક્ષ્યા દેવતા। તાહરી ઘરની ધણીયાણી। તૂંહરઇં ખાઉં। અથવા તિલ ખાઉં। તિલભટ્ટ બોલિઉ। સ્વામિનિ તિલ સઘલાઇ જિ ખાયે। મૂંહરઇં મૂંકિ। ઇસ્યઇ કહઇં પાપિણી બોલિવા લાગી। અરે ઇમ ગ્છઇ તઉ તિલની કણવાર ન કરવી। ઇસ્યઉં કહી ઘરિ

---

૨ 'ઉત્તમ સાધુઓના ગુણ રૂપી રત્નથી ભરેલું' શ્લેષથી 'સાધુ ગુણરત્ન'નું નામ પણ સૂચિત થયેલું ગણાય.

ગઈ। તિલભટ્ટ રહઇં ભય કરી દાહજ્વર ઊપન્નઉ। ઘરિ આવિઉ। સૂતઉ પ્રાણ ગયા। એતલઇં તેહની ભાર્યા વિટનટ પુરુષ બોલાવ્યા। વલાવિઉ। અગ્નિ વિસ્તરિઉ। મહાત્મા દાધઉ। પ્રભાતિ પિંડારિઆ ઉદ્રણાં લેવા આવ્યા। મહાત્મા ન દેખઈ। જોઇ તઉ મહાત્મા દાધઉ। ખીલા સરીખઉ દીઠઉ। આહામહા કરવા લાગા। તેહ નગર માહિ કુંચિક સેઠિ આગલિ કહિઉ। કુંચિક સેઠિ એહ ભણી કહીઈ। શ્રી જિનપ્રસાદની કુંચી તેહનઇં ઘરિ એહ ભણી કુંચિક શ્રેષ્ટિ કહીઇ. મહાત્મા આપણઇં ઘરિ આણિઉ. નાગર મહિલા મહાત્મા તેડયા. શ્રેષ્ટિ બોલવા લાગઉ. માહરઇં ઘરિ લક્ષપાક તેલ નથી. તઉ અચ્ચંકારી ભટ્ટાનઇં ઘરિ છઇ તે તેલ આણઉ. ઉતાવલા મહાત્મા લેવા ગયા. અચ્ચંકારી નઇં ઘરિ જઇ ધમ્મલાભ દીધઉ. ભગવન્ કિસઇં હેતિ પધારિયા. મહાત્માએ કહીઉં. લક્ષપાક તેલનઇં કાજિ આવ્યા છઉં. તેતલઇં અચ્ચંકારી ભટ્ટા હરખી. એતલઇં સૌધર્મ્મ દેવલોકિઇં ઇંદ્ર પ્રસંસા કીધી. અચ્ચંકારી ભટ્ટાની ક્ષમા એ કહિમાહી નથી. એક દેવ અણસદ્દહતઉ તિહાં આવિઉ પરીક્ષા કરવા લાગઉ. દાસીના હાથ થકઉ ઘડઉ પાડિઉ દેવતાઇ. અનઇ વલી બીજઉ ઘડઉ દાસિના હાથથી પાડિઉ દેવતાઇ. અનઇ ત્રીજઉ ઘડઉ દાસીના હાથથી પાડિઉ દેવતાઇ. તોઇ મનિ રીસ ન ઊપની અચ્ચંકારી ભટ્ટાનઇં. પછઇં અચ્ચંકારી ભટ્ટાઇં ઘડઉ ઉપાડી તેલ આપિઉં. મહાત્મા કહિવા લાગા. હે ભદ્રે, દાસી રહઇં રીસ મ કરિસ્યો. ઇસ્યઇં કહઇં હુંતઇ અચ્ચંકારી ભટ્ટા બોલાવા લાગી; ભગવન મઇં ક્રોધના ફલ એણઇં જિ ભવિ ઘણાંઇ દીઠાં. એહ ભણી ક્રોધ કરિવા નિયમ મું રહઇં. મહાત્માઇ પૂછિઉં કિસ્યઉં ક્રોધનઉં ફલ દીઠઉં. એહ ભણી અચ્ચંકારી ભટ્ટા બોલવા લાગી. એહ જિ નગરિ ધનુશ્રેષ્ટિ, કમલસિરી ભાર્યા, બેટા ઉપરિ પુત્રિકા હું અચ્ચંકારી ભટ્ટા જાઈ. માતા (પિતા) રહઇં વચ્છલ પિતાઇ ઇસિઉં કહિઉં. એ કન્યા રહઇં. ચુંકારઉ ન દેવઉ. એહ ભણી અચ્ચંકારી ભટ્ટા નામ પ્રસિદ્ધ હૂઉં. યૌવન વય પ્રાપ્તિ હૂઇ. અચ્ચંકારી ભટ્ટા વરવાનઇં માગીઇં. પુણશ્રેષ્ટિ ઇસિઉં કહઇં. જિ કાણ હૂ અહેનઉ કહિઉં કરઇ તેહ રઇ એ પુત્રી દિઉં. (સુબુદ્ધિ) મંત્રીસરિ પડિવજિઉં. પાણિગ્રહણ મહોત્સવ કીધઉ. સહૂઇં હરખિઉં. પછઇ

સુબુદ્ધિ નઈ ઘરિ પહૂતી. દેવતાની પરિ પૂજઈ છિઇં. સર્વ પરવારી. એકદા અચ્ચંકારી ભટ્ટા સુબુદ્ધિ રહઇં, ઇસિઉં કહિઉં. સ્વામી દીસઈ ઘરિ આવિઉ. તિમ કરતાં રાજાઇં જાણી વાત. એકદા મંત્રીશ્વર વડી વાર તાંઇ રાખિઉ. બિપહર રાત્રિઇં ઘરિ આવિઉ. ભાર્યા બાર ઉઘાડઇં નહઇ. મંત્રીશ્વર રીસાવિઉ. કહવા લાગઉ. દૈવ મઇં કિસ્યઉં કીધઉં? ઇસી કુહાડિ કાઇં પરણી જાણતઇં કરતઇં મઇં? ઇસ્યઇં અવસરિ અચ્ચંકારી[3] ભટ્ટા રીસ લગઇ બાર ઉઘાડી બાહિર નીકલી. સર્વઆભરણ સહિત બિપહર રાત્રિ અંધારઇં ચોર મિલિયા. ચોરે સાહી આભરણ સઘલાઇં લીધાં. આપણા સ્વામી પલ્લીપતિ રહઇં આપી. તે પલ્લીપતિ હરખિઉ. ભાર્યા ભણી મનાવવા લાગઉ. પુણ સતી તેહના વચન ન મનાઇં. પલ્લીપતિ આપણી મા નઇં આપી પુણ ન માનઇં. એલતઇ રીસ કરી પલ્લીપતિ મારવા લાગઉ. મા કહવા લાગી. વત્સ એહવી મહાસતી હુઈ તઉ ભસ્મ કરઇં. આપણઇ સીલ કરી. ઇહાં બલાહિકાનઉ દષ્ટાંત—જિમ વન માંહિ એક તાપસ તપ કરઇં. તેનહઇં તપિ કરી તેજોલેશ્યા ઉપની. પણ જાણઇ નહી. એકદા વૃક્ષ હેઠિઇં બઇઠં. તેહનઇં માથઇં બલાહિકા વડ નીતિ કીધી. તાપસઇં રીસ લગઇં હુંકારઉ કીધઉં. અનલઇં બગલીના પ્રાણ ગયા. તાપસ મનમાહિ હરખ્યઉ.



૩. અહીં સુધાનો મજકૂર એક પાનાની એક બાજુમાં લખ્યો છે.

# ૧૧. દેપાલ

## (સં. ૧૫૦૦)

એહવઇ દિલ્લીનઇ વિષઇ, વ્યવહારી ઉત્તંગ
દીપક સમ દેસલહરા, સાહા સમરા સારિંગ ૬૭

બોલાવઇ "ચચ્ચા" કહી, માંનઇ બહુ સુલતાંન
સંઘધુરંધર દીપતા, અંગિ નહીં અભિમાન ૬૮

નવલખ નિજ બુદ્ધિઇં કરી, જિણિ મૂકાવ્યાં બાન
વડ વખતી જગિ જાણિઇ, વસુધાં વાધ્યઉ વાન ૬૯

યાચક તેહના ઘર તણઉ, વેધક નર વાચાલ
જાણીતઉ જિનશાશની, કહીઈ કવિ દેપાલ ૭૦

દિલ્લીથી તે આવીઉ, દિલ ભરિ ગુજ્જર દેશિ[1]

આ કવિ માગણ જાતિનો હતો, અને દીલ્લીનો રહેવાસી હતો. એક વખત યાત્રાર્થે એ દિલ્લીથી ફરતો ફરતો ગુજરાતમાં આવ્યો. ત્યાંથી તે ફરતાં ફરતાં સલખણપુર[2] આવ્યો. અહીં તળાવ ઉપર ટોયા બેઠેલા તેણે જોયા. કોઈ ઠેકાણે નહીં તેવું આ ઠેકાણે જોઈને તેણે કારણ પૂછ્યું. ટોયાઓએ કહ્યું, અહીં વીસા પોરવાડ જ્ઞાતિના કોચર નામના ફોજદાર છે. તે બાર ગામના અધિકારી છે. તેમના

---

૧. દિલ્લીમાં સમરો અને સારિંગ એ બે ઓશવાળ ભાઈઓ પાદશાહનું મોટુ માન ધરાવતા હતા. પાદશાહ એમને "ચચ્ચા" (કાકા) કહીને બોલાવતા હતા. તેમણે પોતાના બુદ્ધિબળ વડે નવલાખ બાન (જીતેલા દેશમાંથી પકડી લઈને બંદીવાન કરેલા લોકો) છોડાવ્યાં હતાં. એવા વડી વિખ્યાતિ પામેલા કુટુંબનો દેપાલ કવિ આશ્રિત હતો. તે જાતે ભોજક હતો. ભોજક જાતિ શ્રાવકોની આશ્રિત માગણ જાતિ છે. કવિ દેપાલ યાત્રાને બહાને દીલ્લીથી ગુજરાતમાં આવ્યો હતો.

૨. તેને લોકો શંખલપુર કહે છે. એનું ખરૂં નામ સલખણપુર છે. એ રાસમાં લખ્યું છે કે લખમણ નામનાં રાજાએ તે વસાવ્યું હતું. પણ પહેલાં સલખણ–સુલક્ષણ નામ પાડવામાં આવતું હતું, તેથી સલખણ નામના પુરૂષે તે વસાવ્યું હોય, એ વધારે સંભવિત છે.

અમલમાં સર્વ સ્થળે અમારી પળાય છે. અહીં તળાવમાં બગલાં વગેરે જનાવરો માછલાંને પકડે નહીં એટલા માટે અમે તેની ચોકી કરીએ છીએ. ઢોર માટે ગળેલું પાણી પાવાની વ્યવસ્થા કરી છે અને જે પાણિયારી પાસે ગળણું ના હોય તેને નવું ગળણું આપ્યા પછી પાણી ભરવા દેવામાં આવે છે. આ પ્રમાણે જીવરક્ષાના કારણે અમને બેસાડ્યા છે. એ સાંભળી દેપાલ કવિ બહુ ખુશ થયો ને તેણે કોચરને ઘેર જઈને તેનાં યશોગાનનાં કવિત્ત કહી સંભળાવ્યાં. કોચર આનંદ પામ્યો ને આગ્રહ કરીને કવિને થોડા દહાડા પોતાને ઘેર રાખ્યા. પછી :—

**"દાતાર મુગલાં રે હાટ કરાવઈ, લેયો રે ઠાકુર જિ તુમ ભાવે"**

બજાર વચ્ચે કવિને ઊભા રાખીને કોચરે કહ્યું કે આ બજારમાંથી જે જે તમારી નજરમાં આવે તે તે વસ્તુઓ લઈ લો.

આ પ્રમાણે કવિને દાનથી ભરપૂર નવાજીને કોચરે વદાયગીરી આપી. દેપાલ ફરતો ફરતો ખંભાત ગયો. ત્યાં સુમતિ સાધુસૂરિ વ્યાખ્યાન કરતા હતા. એ સભામાં કવિને બોલવાનું કહેતાં તેમણે કોચરના યશનું કવિત્ત કહી સંભળાવ્યું. કોચરને ફોજદારી મળી હતી તે અહીંના સાજણસિંહ શાહ ઓશવાળે અપાવી હતી. કોચર ખંભાત આવ્યો હતો. મહારાજે વ્યાખ્યાન કરતાં જીવદયાનો વિષય વર્ણવ્યો. કોચરે કહ્યું કે અમારે ત્યાં બહુચરા માતા છે. ત્યાં લોકો ઘણા જીવોનો ઘાત કરે છે. આ સાંભળી મહારાજે સાજણસિંહ શાહને કહ્યું કે તમે તમારી લક્ષ્મીનો લહાવો લઈને સામ દામ દંડ ભેદ હરકોઈ રીતે જીવરક્ષા કરો. સાજણસિંહે કોચરને ખંભાતના હાકેમ પાસે લઈ જઈને સલખણપુરના ફોજદારના દોષ બતાવ્યા. હાકેમે કહ્યું કે તમે કહો તેને ફોજદાર નીમીએ. સાજણસિંહના કહેવાથી કોચરને ફોજદાર નીમ્યો. પણ તેની આવી કીર્તિ કવિમુખે સાંભળી સાજણસિંહને થયું કે આ મગતરા જેવો કોચર; જેને મેં પોતે અધિકાર અપાવેલો તે આજે એટલો બધો ચઢી જાય કે પોતાના કરતાં પણ એની કીર્તિ વધે. ભરસભામાં એના જશ ગવાય અને પોતાને કશા લેખામાં ગણવામાં ના આવે એ માનહાનિથી તેને બહુ લાગી આવ્યું. તેણે તરત જ હાકેમને ભંભેરીને કોચરને પકડી મંગાવ્યો અને કેદમાં નખાવ્યો.

કવિ ત્યાંથી શત્રુંજયની યાત્રાએ ચાલ્યા ગયા. તે પછી કોચરના આ હાલ થયા. યાત્રા કરીને પાછા ફરતાં તે ખંભાત આવ્યા. અહીં તેમને ખબર પડી કે પોતે કોચરનાં યશગાન ગાયાં તેથી એને બહુ ભારી થઈ પડયું છે. કવિ બહુ દીલગીર થયા. તે દિવસની સભામાં કવિએ સાજણસિંહના પુષ્કળ યશ ગાયા અને છેવટે કહ્યું કે તમે કોચરને કેદ કરાવ્યો તે ઠીક જ કર્યું. તમારા પ્રતાપે હવે માછીઓને લીલાલહેર થઈ રહી છે. જે તળાવમાં બગલાં પણ ચાંચ બોળી શકતાં નહોતાં ત્યાં હવે જાળો નખાય છે. બગલાં પણ તમને ઘણા આશીર્વાદ આપે છે. અનેક પાડાઓનો ભોગ અપાતો થવાથી બહુચરાના પુજારી પણ બહુ હરખાય છે. ધન્ય છે તમને કે તમારે પ્રતાપે બારે ગામમાં અવળી મૂઠે અમારી પળાય છે. આ વ્યંગ્યોક્તિથી સાજણસિંહ શરમાયો. કવિને પોતાને ઘેર તેડી જઈને તેમને સંતુષ્ટ કર્યા. કોચરને બંદીખાનામાંથી છોડાવીને તેને ફરી તેનો અધિકાર અપાવ્યો અને કવિને દીલ્લી ભણી વદાયગીરી આપી.

"કોચર વ્યવહારિ રાસ"માં[૩] કવિ દેપાલને લગતી આટલી હકીકત મળી આવે છે. દેપાલ કવિનો જન્મ ક્યારે થયો અને તેનું અવસાન ક્યારે થયું, એ સંબંધી કશી માહિતી મળતી નથી. એનાં કાવ્યો એની કવિ તરીકેની યોગ્યતા પુરવાર કરે છે. એનાં કાવ્યોએ એની હયાતી પછી પણ એને અમર રાખ્યો છે. લગભગ દોઢ સો વર્ષ પછી થયેલો ઋષભદાસ કવિ પોતાથી આગળ થયેલા ઉત્તમ જૈન કવિઓ ગણાવતાં દેપાલનું નામ ગણાવે છે. આજે પાંચ સો વર્ષ વીતી ગયાં, ભાષાએ નવું સ્વરૂપ ધારણ કર્યું છતાં પણ દેપાલની પૂજાઓ હજુ ભોજકો ગાય છે. આ તેની યોગ્યતાનો સબળ પુરાવો છે.

દેપાલનાં કાવ્યો: 'સ્થૂલિભદ્ર કક્કાવલિ.' એમાં કક્કાના અક્ષરો લઈને કાવ્યની રચના કરી છે. કાવ્ય બહુ મનોરંજક છે. 'વજ્રસ્વામીની ચોપાઈ'માં કવિએ રચ્યાસાલ લખી છે. એનો આરંભ આ પ્રમાણે છે:—

**ગોયમ ગણહર પય નમી, આરાહિસુ અરિહંત**
**હૃદયકમલ અહિનિસિ વસઇ, ભવભંજણ ભગવંત ૧**

૩. વિજયધર્મસૂરિકૃત ઐતિહાસિક રાસ સંગ્રહ, ભાગ ૧, પૃ. ૪૦

ભવભંજણ ભગવંત તુઝ, આણ અખંડ વહેસુ
સીલસિરોમણિ ગુણનિલઉ, જંબૂકુમર વન્નેસુ ૨

છેવટ

એહ ખમઉ અપરાધ સંઘ સહિત શ્રી જુગપવર
હું તુમ્હ ચલણે સેવ, વાંછૂ નહિ છઇંઉ અવર ૭૦

હું મૂરખ મતિહીણ, ભારી કમ્મઉ છઉ સહી એ
ઇમ પોખી વઇરાગ, પતિ બૂધઉં જઇંહિ નહી એ ૭૧

સંવત પંનર બાવીસઇં, રચિઉ આસોઇં એ મઇં
એ ભણઇં ગુણઇં નરનારિ, તિહ મનિ ઉપસમ રસિ રમઇં એ ૭૨

શ્રી જંબૂસ્વામી સિદ્ધિગામી, ભવહ પંચમ આણુવરી
ઉપકારકારી બુદ્ધિસારી, રચઉં દેપઇં આપકરી;

જન ભાવિ ભણસઇં, અનઇં સુણસઇં રહસ્ય જાણી એહનાં,
જિણ આણ ધરસિઇં, ખિમ કરસિઇં, કાજ સરિસ્યઇં તેહનાં. ૭૩

આ સિવાય 'રોહિણીયા ચોરનો રાસ,' 'જાવડભાવડનો રાસ,' 'ચંદનબાલા ચોપાઈ,' 'સમકિત બાર વ્રત ચઉપઈ,' 'કુલક' (શ્રાવકાચાર) વગેરે નાનાં મોટાં કાવ્યો મળે છે.[૪] 'સ્થૂલિભદ્ર ફાગ' એ નામનું ૨૭ ટુંકનું એક નાનું કાવ્ય ઊંચા પ્રકારનું કાવ્ય છે. તે સંવત ૧૫૩૪ માં રચાયું છે. તેમાં કર્તાનું નામ નથી. પણ જે સંગ્રહની વચ્ચે તે લખાયું છે તે જોતાં તે દેપાલની કૃતિ હોય એમ લાગે છે. દેપાલ દીલ્લીનો રહીશ હોવા છતાં એના કાવ્યમાં દીલ્લીની ભાષાની કશી અસર જણાતી નથી. તેથી લાગે છે કે એ મૂળ ગુજરાતનો વતની હોવો જોઈએ.

૪. જે. ગૂ. ક., ૧, પૃ. ૩૭–૪૧; ૩, પૃ. ૪૪૬–૪૫૨,૪૯૬, ૧૪૮૭–૮૮.

જે માનવંત કુટુંબનો એ આશ્રિત હતો તે સાહ સમરા સારંગનું કુટુંબ ગુજરાતી હતું. એથી બીજે બધે ઠેકાણે ચાલે છે તેમ દીલ્લીમાં પણ એમના ઘરમાં ગુજરાતી ભાષા બોલાતી હોવી જોઈએ. આમ દેપાલ ગુજરાતી ભાષાનો સતત અભ્યાસી હોવાથી દિલ્લીમાં રહેવા છતાં પણ એની ભાષા દિલ્લીશાહી થઈ નથી.[૫]



૫. ગુજરાતીઓ તેમ બીજા બધા પરદેશમાં જઈ રહેનારાઓ પોતાના ઘરમાં તેમ જ પોતાના દેશના કે પોતાની જાતિના માણસ માટે તેમની સાથે પોતાની દેશ-ભાષામાં જ વાત કરે છે, જેમ ગુજરાતમાં વસતા દક્ષિણીઓ લોકોની સાથે ગુજરાતી બોલે છે, પણ તેમના ઘરમાં અને બીજા કોઇ દક્ષિણી સાથે વાત કરતાં પોતાની માતૃભાષામાં જ બોલે છે. ગુજરાતના ઔદિચ્યો દિલ્લી, મથુરા વગેરે સ્થળે દશ દશ પેઢીથી રહે છે, છતાં હજુ પણ તેમના ઘરમાં ગુજરાતી બોલાય છે ને ચર્ચા પણ ગુજરાતીમાં જ થાય છે. માત્ર અંગ્રેજી ભણેલાઓ આ સ્વત્વ ભૂલે છે. તેઓ પોતાના દેશમાં પણ સાધારણ વાત કરતાં અંગ્રેજી પટપટારો કરવા મંડી જાય છે.

# ૧૨. ઘોડાની જાત અને રોગચિકિત્સા

## (ર. સં. ૧૫૦૦ આસપાસ–લિ. સં. ૧૬૧૧)

અશ્વવિદ્યાનો આ ગ્રંથ મૂળ સંસ્કૃતમાં છે. સંવત ૧૫૦૦ની લગભગમાં તેનું ગુજરાતી ભાષાંતર થયું છે. ભાષાન્તરકર્તાનું નામ જણાયું નથી. સં. ૧૬૧૧ માં લખાયેલી પ્રતિ મળે છે. એમાં ઘોડાને લગતી સર્વ હકીકતોનો સંગ્રહ કરાયેલો છે. એક ભાગમાં ઘોડાના રોગ અને તેનાં ઓષધો વિગતવાર લખ્યાં છે. એની અમને મળેલી બીજી પ્રતિ સં. ૧૭૦૦ની લગભગમાં લખાયેલી છે. એ પહેલી પ્રતિ કરતાં મોડી લખાયેલી હોવાથી તેમાં કેટલાએક શબ્દોનાં રૂપ બદલાઈ ગયાં છે. નમૂનો આ પ્રમાણે છે:—

આંખિ કાલી, મંડતલા કાલા, દેહ કાબરા તે ઘોડાનું નામુ દુર્જાનુસલ્લ; હારિ કદે ન આવે. (૧) દેહ કાલા, પગ તીની રૂ ધવલા, દેહ રાતી, તે ઘોડાનું નામુ પંચકલ્યાનુકારક; વૃદ્ધિ, કલ્યાણકારક. (૨) દેહ હરીણા, મુખ પુછ ધવલા, તે ઘોડાનું નામુ ચય્યાસિત્તરી; સિત્રુ દુહી દીસિ જાઇ, સંપૂર્ણ લિક્ષ્મી દેઈ: (૩) દેહ પીલા, આંખિ પુછે કેસવાલી, ૮ ધવલા; તે ઘોડાનું નામુ છાઈન; સ્વામી-વલ્લભ; (૪) પગ મુખ કાલા, દેહ ધવલા, તે ઘોડાનું નામુ દુરીત. બારી ન બાંધીજે. (૫) પગ, પેટ કાલા, દેહ પુચ્છ કેસવાલી કાલી, તે ઘોડાનું નામુ કતોહલ; કરઇ; બિજોગ કરઇ. (૬) પગ હુઈ ૨ કાલા, દેહ કવીલો, તે ઘોડાનું નામુ સ્યંગલ; સંગ્રામે મારઇ. (૭) પગ ધવલા, દેહ ધવલી, આંખિ રાતી, પુછ રાતી, તે ઘોડાનું નામુ ગંભીર; રાજવૃદ્ધિ કરઇ. (૮) દેહ ધવલી, પુછ કર્ણ પગ તીની ૩ કાલા તે ઘોડાનું નામુ સાર્દુલ; સંગ્રામે જઇતિ કરઇ, વૃદ્ધિ કરઇ, સદા જસ દેઇ.(૯)

જે ઘોડઉ અંગ તાણઇ, તેહને ગોખરુની જડ દુધસ્યું દીજે, ભલા હોઇ. (૧) જે ઘોડાનઉ મુંહ સુજઇ, અંગ તાણઇ તે મૃગવતી સુલ જાણિજઇ, જેનઇ ભંગરાની જડ, કંટાસેલિઓ, બાવચી, તેલ સુ દીજે. ભલા હોઇ. (૨)

✶

# ૧૩. આચારાંગ સૂત્ર બાલાવબોધ[1]

## ( ર. સં. ૧૫૦૦ આસપાસ )

હિવં શ્રી આચારાંગનું બીજઉ શ્રુતસ્કંધ પ્રારંભિયઈ છઈ। તિહાં પહિલઈ શ્રુતસ્કંધિ। નવ બ્રહ્મચર્યાધ્યયન કહ્યા। તેહનઈ વિષઈ જે સાધુનઉ આચાર નથી કહ્યઉ છઈ। તે આચાર ઈણિ શ્રુતસંધિ વિસ્તર સહિત કહીસ્યઈ। પહિલઈ સ્કંધિ જે અધ્યયન કહ્યાં તેહ માહિ જે આચાર સંક્ષેપ થકી કહ્યઉ છઈ। તિહઈ જ ઈહાં વિસ્તારી બોલીસ્યઈ। તે સંક્ષેપતઉ નામ માત્ર કહીસ્યઈ। તે ઉપ્પરિ બીજઉ સ્કંધ જાણિવઉ। તે કહઈ છઈ। લોક વિજયાધ્યયનિ પાંચમઈ ઉદ્દેસઈ +++ ઈમ કહ્યઉં છઈ તિહાં આમ શબ્દિઈં હનનાદિક ત્રિણિ કોટિ કહી। ગંધગ્રહણિ અનેરી ત્રિણિ કોટિ। એવં છઈ અવિશુદ્ધ કોટિ કહી। હણઈ ૧, હણાવઈ ૨, હણંતાં અનુમોદઈ ૩, પચઈ ૧, પચાવઈ ૨, પચતાં અનુમોદઈ ૩, એવં ॥૬॥ તથા વલી તિહાંઈં જ +++ ઈમ કહ્યઉ છઈ। એતલઈં કહતાં ત્રિ વિશોધિ કોટિ કહી। કિણઈ ૧, કિણાવઈ ૨, કિણતાં અનુમોદઈ ૩। એ નવ કોટિ આહાર આશ્રી સંક્ષિપિઈં કહી। તથા વલી આઠમઈ વિમો વિમોહાધ્યયનિ બીજઈં ઉદ્દેસઈ ઈમ કહ્યઉ છઈ।



---

૧. મોહનલાલજીનો ભંડાર, સુરત.

જૈ. ગૂ. ક., ૩, પૃ. ૧૫૮૭ ઉપર બૃહત્તપા ગચ્છની નાગોરી શાખાના સાધુ-રત્નના શિષ્ય પાર્શ્વચંદ્રસૂરિકૃત 'આચારાંગ બાલાવબોધ'ની નોંધ છે. સમય ૧૬ મી શતાબ્દી.

# ૧૪. ભક્તામર સ્તોત્રની ઉત્પત્તિ[1]

## ( સં. ૧૫૦૦ આસપાસ )

શ્રી ભકતામર મહા સ્તોત્રની મૂલ ઉત્પત્તિ લિખીયઇ છઇ. ઉજ્જેણી નગરીયઇ વડઉ રાજા ભોજ રાજ્ય કરઇ. તિહાં મયૂર પંડિત સર્વશાસ્ત્રનઇ વિષઇ કુશલ. પરં બિહુંરઇ જમાઇ બાણપંડિત. તેહ પિણ અતિ કુશલ. પં બિહુંરઇ પરસ્પરઇ ઘણા ઘણા મત્સર. એક વાર તે બિહૂંઇ પંડિત વિવાદ કરતા રાજ્યસભાયઇ પહુતા. રાજ્ય કહઇ ભો પંડિત। તુમ્હે કાશ્મીર દેસ જાવઉ. તિહાં તુમ્હારા બિહિ માંહિ જેહ નઇ સરસ્વતી વખાણઇ તેહ ઉત્કૃષ્ટ પંડિત. તે સાંભળી બિન્હે અભિમાનપૂરિત કાશ્મીર ભણી ચાલ્યા. વાટઇં તેહના અહંકાર ઉતારિ. સરસ્વતીયઇ પાંચસઇ પોઠી પોથાના ભર્યા છઇ. તે પુછઇ એહે પોઠિઓ સ્યું છઇ? ઓંકારની વૃત્તિના પહેલા ખંડના પોથા છઇ. વલી આઘા ચાલ્યા. તિમ જ પાંચસઇ પોઠિયા દેખી પુછઇ. તિહાં તે ઉત્તર ઘઇ ઓંકારની વૃત્તિના બીજા ખંડના પોથા। ઈમ બીજી, ત્રીજી, ચોથી વાર થઈ બિ સહસ્ર પોઠિયા એક ઓંકાર અક્ષરની વૃત્તિના પોથા જાણી તે બિહુંના ગર્વ ગલ્યા.

તિહાં થકી તે બિન્હે એકઇ ઠામિ સૂતા. તિ વારઇ સરસ્વતી આકાશ રહી એ સમશ્યાપદ કહઇ.

**शतचंद्रं नभस्तलं**

એ સાંભળી મયૂર પંડિતઇ અથકયુ ડયઇ (?) થકઇ જિ ઇ સમસ્યા પૂરી

**दामोदरकराघात – विह्वलीकृतचेतसा ।**
**दृष्टं चाणूरमल्लेन शतचन्द्रं नभस्तलम् ॥**

---

૧. 'ભક્તામર સ્તોત્ર' પર સોમસુંદરસૂરિ (સં. ૧૪૩૦–૧૪૯૯), મેરુસુંદર ઉપાધ્યાય (આ. ૧૪૬૦–૧૪૯૦), અજ્ઞાતકર્તૃક (૧૭ મી શતાબ્દી), રૂપવિમલ (૧૭૨૮)ના તથા ૧૮મી ને ૧૯મી શતાબ્દીના અજ્ઞાતકર્તૃક બાલાવબોધો. જૈ. ગૂ. ક., ૩, પૃ. ૧૫૭૫, ૧૫૮૫, ૧૬૨૧, ૧૬૩૦, ૧૬૫૨, ૧૬૫૪ ને ૧૬૬૬ ઉપર નોંધાયા છે.

*

બાણ પંડિત તિહ્વઉ હુંકાર કરી ઈમ સમસ્યા પૂરઈ.

**यस्य उत्तुङ्गसौधाय विलोलवदनाम्बुजैः ।**
**विरराज विभावर्यां शतचन्द्रं नभस्तलम् ॥२॥**

વિચાર પછી સરસ્વતી ભણ્યઉ હે બાણ! તુઝ પાહઈ મયૂર પંડિતઇં એકઈ હુંકારઈ વિદ્વાન અધકઈ. તૂ ઉછઉ. એ બિ સહસ્ર ઓંકારની વૃત્તિના પુસ્તકના પોઠિયા મઈ દિખાડ્યા. સરસ્વતીના ભંડારનઈ પારકો નથી પહતઉ. તેહ ભણી વિદ્યાનઉં ગર્વ્વ ન કરિવઉ. ઈસિઉં કહી સરસ્વતીઇં બિહ્નઇં પ્રિતિ પરસ્પર ઉપાઇં. તિ વાર પછઈ બિન્હે પંડિત બાહ્યવૃત્તિઇં પરસ્પરઇં મિલતાં ઉજ્જેણી આવ્યા. પૂર્વ્વ રીતઇં રાયની સેવા કરઇં.

હિવઈ એકદા પ્રસ્તાવઇં બાણ પંડિતનઇં આપણી ભાર્યા સંઘાતઇં સ્નેહના કલહ હુઆ. પિણ તે સ્ત્રી આપણઉ માંન ન મૂકઈ. રાત્રિ ઘણી ગઈ. એહવઈ અવસરિ મયૂર પંડિત શરીરની ચિંતાઇં તે ઘર હેઠલિ આવ્યઉ. તિહાં ગઉખિ બેટીજમાઈના શબ્દ સાંભળી ઉભઉ રહ્યઉ. બાંણપંડિત ભાર્યાનઈ પગે લાગી કહઈ હે પતિવ્રતે! માહરઉ અપરાધ એક ખમિ. વલી અપરાધ ન કરું. બહુઉ કહિઉ તઉ તિણઈ ભાર્યાઇં રણરણતઈ નેઉર સહિત પગે કરિ માથઈ આહણ્યઉ. એહવઉ જાણી મયૂર પંડિત દૂહવાણઉ. ચીંતવઈ, માહરી બેટી કેહવી રીસાલ અયોગ્ય છઈ? જિ વાર તે સ્ત્રી ન માંનઈ તિવારઈ બાણ પંડિત ઈમ કહઈ.

**गतप्राया रात्रिः कृशतनु शशी शीर्यत इव**
**प्रदीपोऽयं निद्रावशमुपगतो घूर्णित इव ।**
**प्रणामान्तो मानस्त्यजसि न यथा त्वं क्रुधमहो**
**कुचप्रत्यासत्त्या हृदयमयि सुभ्रू सुकठिनम् ॥**

એ કાવ્ય સાંભળી તે મયૂર બાણ પ્રતિ યથા કહઈ. ભો બાણ! 'સુ'પદ મ ભણિ, અતિ રીસાલપણા થકી એહ સ્ત્રી નઈ 'ચંડિ કઠિન' ઈસઉ ભણિ.

# ૧૫. અતિચાર
## (સં. ૧૫૦૦ આસપાસ)

**આ** ગ્રંથનો વિષય શ્રાવકો અને સાધુઓ બંનેનાં આવશ્યક કર્મનો છે. દેવ, ગુરુ, ધર્મ વગેરે તરફ ભૂલેચૂકે જે દોષો થયા હોય તેનું નામ અતિચાર. આ ગ્રંથનું ભાષાન્તર સં. ૧૪૦૦ પહેલાં થઈ ગએલું છે.

ઉતારો કરનારાઓ પોતપોતાના સમય પ્રમાણે ભાષા બદલતા ગયા છે. એમાંથી એક નમૂનો નીચે આપ્યો છે:—

જ્ઞાનાચારિ, દર્શનાચારિ, ચારિત્રાચારિ, તપાચારિ, વીર્યાચારિ, પંચ વિધ આચાર માહિ સૂક્ષ્મ બાદર જાણતાં અજાણતાં તે સવિહં મન વચનિ કાય મિચ્છામિ દુકકડં ॥૨॥ તત્ર જ્ઞાનાચારિ આઠ અતીચાર, જ્ઞાન થિરાવલી પડિક્કમણાસૂત્ર। ઉપદેશમાલાં પ્રભૃતિ કાલવેલાં પઢિઉં। ગુણિઉં હુઇં। વિનયહીન ઉપધાનહીન અનેરા કન્હઇ પઢી અનેરઉ ગુરુ કહિઉ। દેવવંદણઇં। વાંદણઇં પડિકકમણઇં, સામાયિક કરતાં પઢતાં ગુણતાં કૂડઉ અક્ષર કાન્હઇં માત્ર આગલઉ ઉછઉ ભણિઉ। વિણસતુ ઉવેખિઉ। હૂંતી શકિત સારસંભાલ ન કીધી। જ્ઞાનોપગરણ પાટી। પોથી। ઠમણી। કમલી। નઉકરવાલી। સાંપડા। સાંપડી। દસ્તરી। વહી ઉલિયાં પ્રતિ પગલાગઉ થૂંક લાગું। થૂંકિ અક્ષર માંજિયા। ઉસીસઇં રાખ્યા। કન્હઇં છતાં આહારનીહાર નીપજાવિઉં। પઢતાં ગુણતાં અનેરી આશાતના હુઇં। પઢતાં ગુણતાં પ્રતિષિદ્ધ મત્સર અંતરાય અથ જ્ઞાનાપરાધ કીધઉ જ્ઞાનાચાર વિષઇઉ અનેરુ જુકો અતીચાર૦ ॥૨॥

દર્શનાચારિ આઠ અતીચાર। દેવગુરુધર્મ નણઇં વિષઇં નિસ્સંકપણઉં ન કીધઉં। તથા એકાંત નિશ્ચઉ ન કીધઉ। ધર્મ્મ સંબંધિયા ફલતણઇં વિષઇં નિસ્સંકપણઉં ન કીધઉં। તથા એકાંત નિશ્ચઉ ન કીધઉ। ધર્મ્મ સંબંધિયા ફલ તણી જુગુપ્સા કીધી। મિથ્યાદષ્ટિ પ્રભાવના દેખી મૂઢપણઉં કીધઉં। સંઘમાહિ ગુન તણી અનુપબૃંહણા અસ્થિરીકરણ અવાત્સલ્ય અપ્રીતિ અભકિત તથા દેવદ્રવ્ય સાધારણદ્રવ્ય ભકિત ત(?) પ્રજ્ઞાપરાધિ વિણાસિઉ। વિણસતુ ઉવેખિઉ।

હુતી શકિત સારસંભાલ ન કીધી તથા સાધર્મિકસ્યઉં કલહ કર્મબંધ કીધઉ। અધોતિ મુખકોશ પાષઇ દેવપૂજા કીધી। વાસકૂંપી ધૂપધાણાં કલસ તણઉ દબકુ લાગઉ હુઇ। બિંબ હાથ થકઉં વિછૂટઉં હુઇ। પડિલેહવઉં વીસારિઉં હુઇ। હારતઉ હુઇ। નઉકરવાલી પગ લાગઉ હુઇ। દેવભુવનિ ચઉરાસી આશાતના હુઇ। દર્શનાચારિ વિષઉ૦ ॥૩॥

ચારિત્રાચારિ આઠ અતીચાર। ઈર્યાસમિતિ। ભાષાસમિતિ। એષણાસમિતિ। આદાનનિષેપણાસમિતિ। પારિષ્ઠાપનિકાસમિતિ। મનોગુપ્તિ। વચનગુપ્તિ। કાયગુપ્તિ। એ પાંચ સમિતિ ત્રિણિ ગુપ્તિ શ્રાવક તણઇ સામાયિક પોસહિ લીધઇ। રૂડી પરિપાલી નહી। ચરિત્રાચાર વિષઇઉ અનેરુ જે કોઅ૦ ॥૪॥

વિશેષત: શ્રાવક તણઇ ધર્મિ સમ્યક્ત્વમૂલ બાર વ્રત.

સમ્યક્ત્વ તણા પાંચ અતીચાર। દેવ ગુરુ ધર્મ તણઇ વિષઇ શંકા સંદેહ કીધઉ આકાંક્ષા પરદર્શનાભિલાષ કીધઉ। કિસ્યાં તે પરદર્શન। કુણ તે દેવ। કિસિઉં તે કુધર્મ। બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર તણાં લોકપ્રવાહિ પ્રભાવ સાંભલી કૂડઉં સાચઉં મનિ હર્ષ કીધઉ। ભકિતભાવ કીધઉ। અથવા ચંદ્ર સૂર્ય મંગલ બુધ બૃહસ્પતિ શુક્ર શનૈશ્ચર રાહુ કેતુ। ભૂત પિશાચ નિશાચર ખેચર। ગોગઉ[1] આસપાલ ક્ષેત્રપાલ માઇદેવતિ યક્ષયક્ષાણી અંત હનોમંત બાવન્ન વીર। એણી શકિત। ચામુંડાયોગિણિ હિંગુલાજ જલદેવતિ પાદ્રદેવતિ। અનેરાઇ જાપલ સેપલ ઉપલ, મૂરાલ મહૂઉ આંબિલી ઉંબર નેવર પીપલ વડ આકડા બીજડા આમલી। સર્પ્પ કંદર્પ્પ દ્રો તુલસીપત્ર, સાતર, આસધર પ્રમુખ દેવદેવીની બુદ્ધિ પૂજ્યાં। અથ વિનાયક પરમેશ્વર બુદ્ધિદાયક ઇસ્યાં વચન બોલ કહિઉ। અથ ગાઇનઇ પુંછિ પુંછિ તેત્રીસ કોડિ દેવતાઉ મુખ ભણી ઘૃતાહુતિ દીધી। સાંઢ ભઇંસઉ રેવંત વાયસાદિક તે દેવ કરી માન્યા। અથ જલદેવતિ। પાદ્રદેવતિ। કૂઇ સરોવરિ વાવિ વાહલઉ પાલીઉ નયનાલઉં। સમુદ્રતડ ગંગા

૧. ઘોઘારાણા, નવરાત્રિમાં સુરતભરૂચમાં માટીનાં પૂતળાં મૂકી ઘોઘા રાણાની પૂજા કરે છે.

ગયા ગોદાવરી। દ્વારામતી સેતુબંધ રામેશ્વર, કુરુક્ષેત્ર ત્રંબક હિમપંથ મથુરા વારાણસી પ્રમુખ લૌકિક તીર્થ કીધાં, કરાવ્યાં। અનુમત્યા। કુગુરુ અથ બૌદ્ધ નૈયાયિક સાંખ્ય વૈશેષિક યોગિનીય એ પાંચઇ કુદર્શન કહીઇ। તેહ સ્યઉ, પરિચયઉ કીધઉ અથ તીહ તણા ભેય દિગંબર પીતાંબર, યોગી જડીયા કાંગા ભરડા સન્યાસી કાપડી। કેદારપુત્ર બહ્મપુત્ર હિંગુલાજપુત્ર વિદ્યાર્થી—ત્રિવેદી, ચતુર્વેદી, યાજીઆ, યાજી પ્રમુખ છન્નૂંવઇ પ્રબલ। અથ પાખંડીયા। અથ જેહ ગૃહસ્થ જિહનઇ ઘરકલત્રપુત્રાદિક સંતાન સંતિતિહઇ ગુરુ કરી માન્યા। અથવા મંત્ર, તંત્ર, ઉપધી, નડી, મૂલી, અન્યાન્ કષ્ટાવડી સિદ્ધિ-ચૂડામણિ તણાં બાહ્ય ચમત્કાર દેષી તીહ માહિ ગુરતત્ત્વ થાપિઉ। અનેરાઇ ગૃહલિંગી કુલિંગી પ્રમુખ ત્રિણિ સઇ ત્રિસટ્ઠિ પરવાદી તણા પ્રભાવ દેષી સદ્ગુરુ ચારિત્રી મહાત્મા તણી દુગંછા નિંદા કુવાસના કીધી। અથ ધર્મ જીણુંઇ ધર્મિ જીવ અજીવ પુણ્ય પાપ આશ્રવ સંવર નિર્જરણા। બંધમોક્ષ નવતત્ત્વવિચાર બાહ્ય। અથ યજ્ઞકર્મ અગ્નિકર્મ વિકર્મ મહારંભ પરિગ્રહ પરિવેષ્ટિત ઈસ્યઉ ધર્મ્મ પ્રકાસઇ। યોગ ભોગ સિરાધ સંવત્સરી માસી ત્રમાસી છમાસી। પર્વ ભવારી (?) કૂઆ સરોવર ખણાવ્યા। વડ પીપલ લીબડઉ રોપિઉ। તેહે પાણી ઘલાવ્યાં। ઈગ્યારહી કરાવી। સાત સઇ પાઠપૂજા જાગરણ નવસતી પ્રમુખ ધર્મસ્થાનક ભણી માન્યાં। અથ। મહામાઇ પૂજા બલેવ, માહી પૂનિમ, આજા પડવે, ભાબીજ અથ પ્રેતબીજ, અપાત્રીજ, વિણાયગ ચઉથિ નાંગપંચમી, ઝીલણા છટ્ઠી, આદિતવાર સીલસત્તમિ, દ્રો અટ્ઠમિ, અથ બુધાષ્ટમી, નઉલી નઉમી, અથ નવરાત્રિ નવમી, અહ (પ)વિત્રદસમિ (?) ભીમ ગ્યારસિ। અથ વ્રત ઈગ્યારસિ, વચ્છ બારસિ, અથ પારણા દ્રાદસી, સર્વસદ્ધા ત્રયોદશી। અથ ધણુતેરસિ, અનંત ચતુર્દશી, પૂર્ણા તિથિ, મહાપર્વ અમાવાસ્યા! સૂર્યોપરાગ, ચંદ્રોપરાગ, પ્રમુખ મહાપર્વ કરી માન્યાં। અથ કૂઇ તલાઇ નદી સમુદ્રિ પુણ્યહેતુ સ્નાન કીધાં કરાવ્યાં। ગૃહલિ શનૈશ્ચર મહામાસિ નઉરતે નાહિયા। અજાણતાં થાપ્યા। અથ માસઇ વ્રત વ્રતોલાં કીધાં કરાવ્યાં।

*

## ૧૬. મદન

## (સં. ૧૫૦૦ આસપાસ)

"મયણબંભ" એટલે મદન બ્રાહ્મણ. એણે "મયણછંદ" નામનું શબ્દાલંકારવાળું ૩૪ ટુંકનું એક શૃંગારિક કાવ્ય રચ્યું છે. કવિએ એ રચ્યાનો સંવત બતાવ્યો નથી, પણ વડોદરા સરકારી પુસ્તકાલયમાં એની પ્રાચીન પ્રતિ છે, તે ઉપરથી અને કાવ્યની ભાષા ઉપરથી સમજાય છે કે તે સં. ૧૫૦૦ની લગભગમાં રચાયેલું હોવું જોઈએ. કાવ્ય સંભોગ-શૃંગારનું હોવાથી મર્યાદાની પાળ પર ઊભા રહીને રચ્યું હોય તેવું છે.

સામાન્ય રીતે આ સમયના બધા ગ્રન્થકારો શબ્દાલંકારના અનુરાગી છે. હિન્દીમાં એ સંપ્રદાય ચાલતો રહ્યો ને આપણે ત્યાં વીસરાતો ગયો. સં. ૧૫૦૦ થી ૧૬૦૦ સુધીમાં આ માર્ગ પુરાઈ ગયો છે. જુઓ:—

### મયણ છંદ

"એહ જિ દંત તુહ વયણિ, એહ જિ કજ્જલ તુહ નયણે
એહ જિ હાર તુહ કંઠિ, એહ જિ ઝંઝર તુહ ચરણે
અજીઅ પ્રેમલ એ ગંધ, સરસ છહિલ્લ મનમોહન
અજીઅ ગલઈ કંચૂઈ, ભીડિ યૌવન તન સોહન
કલસકુચ વામી ન કિઉં, મયણબંભ તું નત્થિ ઈમ
હે સખી! સયલ આભરણ માહિ, દૈવિ ન સરજિઉ તિત્થિ તિમ"[1]
"દંત ખંડિ કરવતુ, અવર નેઉર હુતાશન
મોતી ખ્યાર સમુદ્ર, ઘસી પરિમલહ ઉરાસન

૧. હે સખી! તારા બધા શણગાર જેમ અહર્નિશ તારા અંગ ઉપર જ રહે છે અને જેમ તીર્થભક્તો હરહમ્મેશ પોતાના ભક્તિભાવવાળા તીર્થમાં જ રહે છે, તેમ દૈવે મને તારા આભરણરૂપ કાં ના સરજ્યો કે જેથી હું તારા અંગ સાથે જડાઈને નિરંતર રહેત.

કંચૂ ખંડ વિખંડિ, લેઈ વલિ સોવિનવન્નઉ
કજ્જલ અગનિ પ્રજ્જલિઉ, તુહ મઇં નયણે દિન્નઉ
એહ કલસકુંભ ઘણુ કુટ્ટીઉ, ચકૂ પયરિ ભમાવીઉ,
એતલા તપ્પ જુ નહુ તવિઉ, તુ મુઝ પાસિ ન આવીઉ"[૨]

અંતે—

બાલી બાલિ નિદર વયણ, રવણિ રાવણ શિરખંડણ
ગજગતિ ગરુડાગામિ, કાંતિ કંસાસુર વિહંડણ
બાલી બલિ છેતરણ, દૈવિ દૈતહિ નિકંદન
મધુરિ વાણિ મહિ માંણિ, સુહવિ અસુરાં સંતાપણ
કમલાપણિ કમલવાસ હરિ, મુઝ મનિ ભામિનિ ભયહરણ
માનિનિ મયણ ઇમ ઉચ્ચરઇ, હરિલંકી હિવ હરિશરણિ ૩૪



૨. મારે માટે હાથીદાંતે કરવત વેઠ્યું, નેપુરે હુતાશન સહ્યો, મોતીએ સમુદ્રનો ખાર વેઠ્યો, પરિમલે ઘસારો વેઠ્યો, કંચુકીએ કટકા થવાનું સહ્યું, સોનાએ અગ્નિ સહ્યો, અને કાજળ આગમાં બળીને દેહધારી થયો, ત્યારે મેં તેને નયને આંજ્યો. કળશે કુંભની ઉપમા લીધી તે પહેલાં ઘણ વડે કુટાયો અને પછી ચાક ઉપર ચઢીને ભમ્યો ત્યારે તે એ ઉપમા પામ્યો. આવાં તપ જે નથી તપ્યો તે મારી પાસે આવ્યો નથી.

# ૧૭. ઉત્તરાધ્યયન બાલાવબોધ

## (ષટ્ત્રિશત્ અધ્યયનાર્થ લેશ)

## ( સં. ૧૫૦૦ આસપાસ )

ઉત્તરાધ્યયન બાલાવબોધ મૂળ પ્રાકૃત ગ્રંથ છે. તેની શરૂઆત આ પ્રમાણે છે:—

પ્રાકૃત:—**संजोगाविप्पमुक्कस्स अणगारस्स भिक्खुणो।**
**विणयं पाउक्करिस्सामि आणुपुव्विं सुणेहि मे ॥**

તેનું સંસ્કૃત:—

**भिक्षोर्विनयं प्रादुःकरिष्यामि आनुपूर्व्या मे मम कथयतः शृणुत ॥**

ગુજરાતી:—ભિક્ષુ મહાત્મ્યાનઇં વિનયમાર્ગ પ્રગટ કરેસિ; આનુપૂર્વ્યા અનુક્રમિઇં મઝનઇં કહિતા હુંતા સાંભલુ.

સંસ્કૃત:—**किं विशिष्टो भिक्षोः संयोगात् विप्रमुक्तस्य।**

ગુજરાતી:—સંયોગ—સંસાર તણા સંયોગ થિકુ મુંકાણ છઇ, કિં ભિક્ષોઃ । અનગારસ્ય ઘર રહિત ચ્છઇ ॥ ૧ ॥

આ પ્રમાણે આગળ પણ મૂલ પ્રાકૃત, તેના ઉપર સંસ્કૃત અને તેનું ગુજરાતી, એ પ્રમાણે, એ ક્રમે આખો એ ગ્રંથ છે. આપણને માત્ર ગુજરાતી જ જોવું છે તેથી વચ્ચેનું પ્રાકૃત સંસ્કૃત છોડીને એકલા ગુજરાતીનો થોડો નમૂનો જોઈએ:—

તે ઇસિઉ શિષ્ય વિનીત કહીઇં ગુરુ તણી આજ્ઞા નિર્દેશક છઇ। ગુરુ તણા ઇંગિત ચેષ્ટિત અનઇ આકાર જાણઇ છઇ ।। ૨ ।। ઇસિઉ શિષ્ય અવિનત કહીઇ। ગુરુ તણી આજ્ઞા આદેશ અણ કરતુ રહઇ। ગુરુ રહઇં પ્રત્યનીક શત્રુ સરીખુ છઇ। તત્ત્વ નથી જાણતુ। કૂલવાલક શ્રામણવત્ જિમ શુની પૂતિકર્ણી કહ્યુ કાન ઇસી જિહાં જાઇ તિહાં સઘલઇથી કાઢીઇ. દુર્વચન બોલિવઇ કરી મુખ જિ વપરી છઇ ॥ ૩ ॥

ગર્ત્તા સૂઅર કણ તાંદુલ તણા કૂકસ તિજી વિષ્ટા જિમઇ, ઇમ મૃગ ભણીંઇ અજાણ શિષ્ય શીલ સદાચારપણઉં મૂકી અનાચારિ રમઇં ॥ ૪ ॥

આપણા જીવનઇં હિત વાંછતુ મનુષ્ય શ્વાન તણઉ તિમ ગર્ત્તાસૂઅર સરીખા મનુષ્ય તણુ ભાવ ભણીંઇ વિરૂઉં સ્વરૂપ સાંભલી નઇ આપણપું વિનય નઇ વિષઇ સ્થાપઇ, સ્થિર કરઇ ॥ ૫ ॥

તેહ કારણ તુ સુધી ડાહુ વિનયમાર્ગ વાંછઇ. જેહ વિનયમાર્ગથુ શીલ લહીઇ. તે શિષ્ય ગુરુ તણઇ પુત્ર સ્થાનીય હુતઉ નિયોગાર્થી—મોક્ષાર્થી હુતુ કિહાં થિકુ કાઢીઇ નહીં. તે સર્વત્ર માન લહઇ સુ શિષ્ય ગુરુ કન્હઇ સદા અતિહિ શાંત, અનઇ અમુખર થોડા બોલુ હુઇ તિમ અર્થ સહિત શાસ્ત્ર પુણ્યાર્થિ સીખઇ ॥ ૬-૭ ॥

ડાહુ શિષ્ય ગુરે અનુશિષ્ટ સીખ દિઉ હુતુ કોપ ન કરઇં ક્ષમા સેવઇં ક્ષુદ્ર નીચશું સંસર્ગ હાસું અનઇ ક્રીડા વજઇ ॥ ૯ ॥

હે શિષ્ય ! તું ચાંડાલ સરીખું પાપ કર્મ મ કરિસિ. અનઇ શિષ્ય ઘણૂં ન બોલઈ કાલિઇં કરી પ્રથમ પહર ભણી નઇં તિહાર પૂઠિ બીજઇ પ્રહરિ એકલુ રહી નઇ અર્થ ચીંતવઇ ॥ ૧૦ ॥

પાન ૨૬૨. શ્લોકસંખ્યા ૮૩૮૪

લખ્યા સંવત્ ૧૫૭૧ ચૈત્ર સુ. ૭ શનૌ મુલતાનપુરે.

(વડોદરા સરકારી પુસ્તકાલય)

*

# ૧૮. વિદગ્ધમુખમંડન (ગદ્ય)

## ( ર. સં. ૧૫૦૦ આસપાસ )

કોઈ એક બૌદ્ધ સાધુએ આગળના વખતમાં સંસ્કૃતમાં "વિદગ્ધમુખમંડન" નામનો ગ્રન્થ રચેલો છે. એ ગ્રંથનું ગુજરાતી ભાષાન્તર આ કાળના કોઈ જૈન સાધુએ કર્યું છે. આ ગ્રંથ વિદ્વાનોને સુભાષિતસંગ્રહના જેવો ઉપયોગી હોવાથી દરેક જ્ઞાનભંડારમાં સંગ્રહાયો છે. એનું ભાષાન્તર આ પ્રમાણે છે:—

શૌદ્ધોદનિ—બોદ્ધનાં પ્રવચન શાશન ચિરકાલ જાણ જયવંત સર્વોત્કર્ષિઈ વર્તઇ। ભવસંસાર તણાં દુ:ખ જિ ભણિત મહાગદ મહારોગ તેહહ્રઇ સિદ્ધૌષધ છઇ। પુણ્યાત્મા નિર્મલ પુરુષના પરમ ઉત્કૃષ્ટ કર્ણ નઇ વિષઇ રસાયન છઇ। મનોમલ-મન:પાતકના પ્રક્ષલવા નઈ એક સબિલ પાણી છઇ ।।૧।।

સંત સાધુ જયવંત વર્તઇ। સુકૃત-પુણ્યનું એક ભાજન-પાત્ર છઇ। પર-અનેરાનું અર્થસંપાદન અર્થનિષ્પત્તિ જિ સદ્વૃત તિહનઇ વિષઇ સ્થિત રહ્યા છઇ। કવીશ્વરની વાણી જયવંત વર્તઇ। ચાતુરી મનીભૂ—ઉત્પત્તિસ્થાન છઇ। જિહ્વા અનેરાના ગુણ બોલિવા અશકત હૂતી ખલજન નઇ મુખિ એવંવિધ સી દસઇ।

× × ×

હું સત્પુરુષની પ્રતિનઇ અપિ વિસ્તાર રહિત વિદગ્ધમુખમંડન બોલિસું। ગુઢ-ગુપ્ત રચના-પ્રબંધ ઝાડી નઇ। પ્રતિભા-પ્રજ્ઞા નઇ અનુરૂપ યોગ્ય છઇ તથા જ્ઞાન કરિવા નઇ વિષયિ સમર્થ છઇ। દષ્ટઅર્થ છઇ ।। ૭।। હે વિદ્વાંસુ। જાુ સભા માહિ રહિવા બોલિવા મન છઇ, તુમ તાંબૂલની પરિઇં વિદગ્ધમુખમંડન લેઇ સભામધ્યિ પઇસુ। જિમ કોઇ પુરૂષ તાંબૂલ લેઇ સભા મધ્યિ પઇસઇ।

*

# ૧૯. શાન્તિસૂરિ[1]

## (સં. ૧૫૦૫)

જ્ઞાનાકર્ય ગચ્છના શાન્તિસૂરિએ સં. ૧૫૦૫ માં પ્રતિષ્ઠિત કરાવેલી પ્રતિમાઓ ઉપર તેમનું નામ છે. બીજા શાન્તિસૂરિ સંડેરક ગચ્છના સં. ૧૫૧૫ માં હયાત હતા. નીચેના નાના, પરંતુ મધુર કાવ્યની ભાષાશૈલી જોતાં એ શાન્તિસૂરિ જ્ઞાનાકર્ય ગચ્છવાળા હોય એમ લાગે છે. એમનાં બીજાં કોઈ કાવ્યો હજી મળ્યાં નથી; પરંતુ એમણે બીજાં કાવ્યો પણ રચ્યાં હશે, એવું અનુમાન કરવાને કારણ મળે છે. નીચે એમના કાવ્યનો નમૂનો આપ્યો છે :—

### શ્રી શત્રુંજય ભાસ

કવિ કરિ જાણિ પસાઉ, હંમઇ સરસતિ સરસતિ દઈ મૂં વયણલાં એ ॥ ૧
ગાઇસ તીરથરાઉ, એ સેત્રુંજ સેત્રુંજ ભવસાયર તણી એ ॥ હંમઇ. ૨
નાભિનરિંદમલ્હાર, એ નિસિદિનિ નિસિદિનિ ઘડીય ન વીસરઇ એ ॥ ૩
ઉમાહડઉ અપાર, એ અલજુઅ અલજુઅ આંગિ ન ઉતરંઇ એ ॥ હંમઇ. ૪
જાણું ઊડી જાઉં, એ ગિરિવરો ગિરિવર સિહરિ સોહામણઉ એ ॥ હંમઇ. ૫
રિસહેસરગુણ ગાઉં, એ અહનિસિ અહનિસિ એહ જ મૂં રલી એ ॥ હંમઇ. ૬
આંબલડા રસ કોઇ, એ કોઇલિ કોઇલિ મન લાગી રહઉં એ ॥ હંમઇ. ૭
કેતકિ પરિમલ કેતિ, એ જોઇ ન જોઇ ન વનફૂલ ફૂલડાં એ ॥ હંમઇ. ૮
એ રસ નથી અનેથિ, એ ભૂલિ મ ભૂલિ મ ભોલ ભમરલાં એ ॥ હંમઇ. ૯
માનસ સરોવર માંહિ, એ જે જલિ જે જલિ નિર્મલ નાહીઇ એ ॥ હંમઇ. ૧૦

---

૧. જૈ. ગૂ. ક., ૧, પૃ. ૯૧; ૩, પૃ. ૫૧૮. આખું કાવ્ય 'જૈનયુગ, ૫, પૃ. ૪૭૬–૭૭ ઉપર મો. દ. દેશાઇએ સં. ૧૫૩૫ની પ્રતને આધારે પ્રકાશિત કર્યું છે. જુઓ જૈ. ગૂ. ક., ૩, પૃ. ૪૯૩. પાઠભેદ છે તે જોતાં, બંને પ્રતો જુદી હોવાનું જણાય છે.

અવર ભલે રે ઠાઈ, એ સો કિમ સો કિમ હંસ રમલિ કરંઈ એ ।। હંમઈ. ૧૧
નદી નિરંતર નીરિ, એ મનઈ મન બોલઈ ચાંચડી એ ।। હંમઈ. ૧૨
જલહર તણઉ સુજાણ, એ પાણીઅ પાણીઅ ચાતકિ ચાખીઊં એ ।। હંમઈ. ૧૩
સેંત્રુજ ગિરિજે જાઈ, એ જગગુરુ જગગુરુ રિસહ જુહારિવા એ. ।। હંમઈ. ૧૪
આપ વસઈ મઝ ચીંતિ, એ મું પણિ મું પણિ થાહરિ નવિ દેઈ એ ।। હંમઈ. ૧૫
કહ કિમ તેહ સુહાઈ, એ તીરથો તીરથ હીઅઈ અનેરડઉં એ. ।। હંમઈ ૧૬
આ દિલ અવલી રીતિ, એ સગપણ સગપણ કેહરઈ તાહરઈ એ ।। હંમઈ. ૧૭
તઉ મહ નિરખણરેસિ, એ હું હવ હું હવ વહુઉં ઊતાવલઉ એ. ।। હંમઈ. ૧૮
કહીંઈ પસાઉ કરેસિ, એ દરિસણ દરિસણ દાખિસિ આપણ ઊંએ. ।। હંમઈ ૧૯
દૂર થિકાં નહી દૂરિ, એ જઈ કિમઈ જઈ કિમ ઈ ઊજમ ઊપજઈ એ. ।। હંમઈ ૨૦
બોલઈ શ્રી શાન્તિસૂરિ, એ સેત્રુંજ સેત્રુંજ હુઈ ઘર આંગણઈ એ. ।। હંમઈ ૨૧



# ૨૦. બ્રહ્મજિનદાસ

## (સં. ૧૫૨૦)

## દિગંબરોનું સાહિત્ય

**શ્વેતાંબર** જૈનોનું જેવું સાહિત્ય છે, તેવું જ દિગંબર જૈનોનું પણ છે. શ્વેતાંબરી સાધુઓએ રચેલા ગુજરાતી ગ્રંથો કરતાં દિગંબરી સાધુઓએ રચેલા ગુજરાતી ગ્રંથો વધારે મોટા છે. ખાસ કરીને દિગંબરી સાધુઓએ રચેલા અપભ્રંશ ભાષાના ઘણા ગ્રંથો હજુ પણ મળી આવે છે. સિદ્ધરાજ જયસિંહના વખતમાં પાટણમાં શ્વેતાંબરો અને દિગંબરો વચ્ચે શાસ્ત્રાર્થ થયો હતો. એ શાસ્ત્રાર્થમાં દિગંબરોની હાર થવાથી તેમને ગુજરાતની હદ બહાર થવું પડ્યું હતું. એટલે સિદ્ધરાજ પછીના વખતથી માંડીને પાટણના રાજપૂત રાજ્યના અંત સુધી દિગંબરો ગુજરાતના સાબરમતીની ઉત્તરના પ્રદેશમાં રહેતા નહોતા. વડોદરા, ચાંપાનેર, ગોધરા વગેરે વાગડ અને લાટપ્રદેશમાં તેમની વસતી હતી. અહીં તેઓ શ્વેતાંબરો સાથે હરીફાઈ કર્યા કરતા. ગ્રંથરચનામાં જૈનો જેમ બ્રાહ્મણો સાથે હરીફાઈ કરતા તેમ દિગંબરો અને શ્વેતાંબરો અંદર અંદર પણ હરીફાઈ કરતા હતા. શ્વેતાંબરોએ એક ગ્રંથ નવો બનાવ્યો છે અને તે લોકપ્રિય થયો છે, એવું દિગંબરો જુએ કે તરત જ એ જ વિષય લઈને દિગંબરો જુદી રચના કરી લેતા. (કારણ કે બંનેને મૂળ વસ્તુ લેવાનું તે સૂત્રગ્રન્થોમાંથી લેવાનું હતું. એટલે કથાનાં પાત્રો બંનેનાં એક હતાં.) શ્વેતાંબરોના ગ્રંથમાં એ પાત્ર શ્વેતાંબરી વેષમાં ને દિગંબરોના ગ્રંથમાં દિગંબરી વેષમાં ચીતરાતું.

આ કવિ જૈનોના દિગંબરી સંપ્રદાયનો છે. 'હરિવંશ રાસ'ને અંતે તેણે પોતાની પ્રશસ્તિ આ પ્રમાણે આપી છે:—

**શ્રી મૂલસંઘ અતિ નિરમલો, સરસતિ ગચ્છ ગુણવંત**
**શ્રી સકલકીરતી ગુરુ જાણિઈ જિણસાસણિ જયવંત** ૧
**તસ પાટિ અતિ રૂયડા, શ્રી ભુવનકીરતિ ભવતાર**
**રત્નત્રય કરી મંડીયા, ગુણહ તણા ભંડાર** ૨

તે મુનિવર પય પ્રણમીનિં, કીયો મિ સમિસાર[1]
બ્રહ્મજિણદાસ ભણે રૂયડો, પઢતાં પુન્ય અપાર ૩

સિષ્ય મનોહર રૂયડો મલ્લિદાસ ગુણદાસ
પઢો પઢાવો વિસ્તરો, નિજ હોય સૌખ્ય અપાર ૪

ભવીયણ જીવ સંબોધવા કીયો રાસ એ સાર
અનેક કથા ગુણિ આગલો, દયા તણો ભંડાર ૫

સંવત ૧૫ વીસોતરા, વૈશાખ માસ વિસાલ
સુકલ પક્ષ ચઉદિસિ દિને, રાસ કીયો ગુણમાલ ૬

આ રાસ રાસ ૧૧૦ પાનાંનો છે. આવા જ બીજા ઘણા ગ્રન્થો દિગંબર સાધુઓએ રચેલા છે.



૧. સમયસાર.

## ૨૧. મતિશેખર[1]

## (સં. ૧૫૧૪)

કવિ મતિશેખર ઉપકેશ ગચ્છના સાધુ હતા. "મયણરેહા સતી રાસ" ને અંતે કવિ આ પ્રમાણે પોતાનો પરિચય કરાવે છે:—

શ્રી ઉવએસ ગછ ગુરરાય, કક્કસૂરિ તસ પદિ બિસાય
સાંપ્રતિ દેવગુપતિ ગણધાર, તેહના ગુરુના વચન આધાર[2] ૫૮
વાચક મતિશેખર ઇમ ભણઇ, ભણઇ ગુણઇ તે સહ સુખ લહઇ ૫૯

ગણધર દેવગુપ્તિના અને ગુરુના વચનથી રાસ રચ્યો. એટલે દેવગુપ્ત ગુરુ નહીં, પણ ગચ્છપતિ. એમના ગુરુ વાચક શીલસુંદર. મતિશેખર પણ વાચક પદવી પામ્યા હતા. એમની કૃતિનો પહેલો ગ્રંથ 'ધન્નાચરિત્ર.' એ ૩૩૫ ટુંકનો રાસ તેમણે સં. ૧૫૧૪માં રચ્યો છે. બીજો "કૂરગડૂ મહર્ષિનો રાસ" એમણે સં. ૧૫૩૭માં રચ્યો છે. એની શરૂઆત આ પ્રમાણે છે:—

રિસહ જિણિદહ પયકમલ, વિમલ ચિત્ત પણમેસુ
વદ્ધમાણ જિણનાહ બલિ, કાંઇ કવિત કવેસુ ૧
રિસહ વરિસ દિણ તપ કીયઉ, વદ્ધમાણિ છમ્માસ
વરિસી છમ્માસી ઇસઉ, નામ હૂઉ તિણિ તાસ ૨

તે તપ, તે જપ, તે સુખ, નાણ, તે ધન, યૌવન, તે સુપ્રમાણ
જિહાં મદમચ્છર નવિ આણિયઇ, ક્ષમા સહિત સહુકારી જાણીયઇ
કૂરગડૂનુ મતિશેખર ઇમ કહઇ, ભણઇ તિ શિવસંપદ લહઇ
શ્રી જિન ચુવીસઇ નમી પણમી ગોયમપાઇ
કરિસ્યું કવિત રલિયામણું, ગુરુ સરસતિ સુપસાય ૧
શ્રી અરિહંત પયાસિઆ, દાન સીલ તપ ભાવ
ભેદે ચ્યારિ ધર્મહ તણા, શ્રી સીલ અધિક પ્રભાવ ૨
સીલપસાઇ સુખ ભોગવાઇ, સીલ જ નરનારી જોગવાઇ
જિવી મયણરેહ રાખવી, જિણ આસણી મહિમા દાખવી
સા નીતુ મયણરેહ મહાસતી, કરુ મંગલિક જયવંતી સતી ૫૭

---

૧. જૈ. ગૂ. ક., ૧, પૃ. ૪૯–૫૧; ૩, પૃ. ૪૬૭–૪૭૧, ૪૯૪.

૨. જૈ. ગૂ. ક., ૩, ૪૭૦ ઉપર 'તે સહગુરુના' એવો પાઠ અને ૧૫૩૭ સંવત છે.

*

## ૨૨ લખમણ
## (સં. ૧૫૨૧)

**આ** કવિએ 'મહાવીરસ્તવન' રચ્યું છે. કવિની વિશેષ ઓળખ આપે એવું કંઈ સાધન મળ્યું નથી. સ્તવન ૯૫ ટૂંકનું છે. શરૂઆત આ પ્રમાણે છે :—

પહિલઉં ધુરિ બ્રહ્મા તણી, ભાવ કર્મનઉ આણિ અંત
વાગ વાણિ ધુઅ બ્રહ્મા તણી, સમરઉં સરસતિ હૂં સામિણી ૧

સુહ ગુરુવચન શ્રાવણે સાંભલી, પભણિસુ વીરચરિત્ર મનિ રુલી
ચઉવીસમઉ જિણેસર રાય, ગાયસુ સંઘ તણઈ સુપસાય ૨

જંબૂદીવહ ભરત એ ઠામ, તે માહિ વંભણકુંડ છઈ ગામ
વસઈ ઋષભદત્ત વિદ્યાવંત, માહણ દેવાણંદાકંત ૩

નિસિ ભરિ પુઢી તે બ્રાહ્મણી, સર્વ્વરી વહી અતિ ઘણી
રાતિ દુપહર હુઆ જેતલઈ, ચઉદ સપન લાધાં તેતલઈ ૪

આવિઉ મયગલ ધુરિ મલપંત, દીઠઉ વૃષભ મહા બલવંત
પેખઈ સુપનઈ બીજઈ કેસરી, [તીજઈ] લખમી સાયરકુંઅરી ૫

દામની માલા સંપૂરઉ ચંદ, દીઠઉ સહસકિરણ ગયણંદ
લહકઈ ધજા સુપનિઅ સમઈ, ભરિઉ કલસ જલ સોવન્નમઈ ૬

પદમસરોવર દેવવિમાણ, રયણરેડ સાગર ઉજ્જાણ
ધુવિણ અગણિ સુપન ચઉદસઈ, લાહી સુપનંતર જાગી તિસઈ ૭

તે સુંદરિ ઊઠી તિણિ વારિ, શુકલધ્યાન મનિ ધરઈ અપાર
ઋષભદત્ત મનિ હર્ષ અપાર, સુપનંતરનઉ કહિઉ વિચાર ૮

ભણઈ વિપ્ર સુણિ સુંદરિ કાનિ, હુસિઈ પુત્ર પુણિ મેરુસમાનિ
જાતિગર્વ જન્મંતરિ કરઈ, તિણ કર્મિઈ નીચ કુલિ અવતરઈ ૯

માહિણિ ઉદરિ વીર અવતરઇ, ઇંદ્ર તણઉ આસન થરહરઇ
કાયર આસણ નહી સમાન, મનિ અવલોકી જોઇઉ જ્ઞાન ૧૦

અંતે

મહાવીરનાં ચરણ અણુસરઉ, તપ જપ તનુ સકતિ નીત કરઉ
પાંચઇ ઇન્દ્રી આણઉ ઠામ, પરમેસર પૂજઉ સુવિહાણિ ૯૦
ખેલઇં જિનવર આગલિ રંગિ, શ્રી આવઇ તસ ધરિ મણિરંગિ
જિમ જિમ જિન આગલિ ગાઇઇ, નવ નિધઇ શિવપુરિ જાઇ ૯૧
રતન ચડિઉ ચિંતામણિ આજ, સૂરીસર વંદઉ મુનિરાજ
સેવક લખમણ ગુરુ ઉપદેસ, સુણી કિઉ અક્ષર લવલેસ ૯૨
પનર એકવીસઇ વરછર સાર, ફાલગુણ વદિ સાતમિ સોમવાર
કીઉં તવન મનિ ધરી આણંદ, જયવંતા જગિ ઇતિ વીરજિણંદ ૯૩
જાં અવિચલ મંડલ ધ્રૂ તણઉં, જાં નિસિ તારા દીપઇ ઘણઉં
જાં પૃથ્વીમંડલ થિર થાઇ, તપ તેજિઇં જાં શશિ દિન રાય ૯૪
વીરજિણેસર તણુ ચરિત્ર, ભણતાં ગુણતાં જનમ પવિત્ર
એકમનાં જે નર સાંભલઇ, તેહ ધરિ નિશ્ચઇ અફલાં ફલઇ ૯૫

*

## ૨૩. જ્ઞાનસાગર[૧]

### (સં. ૧૫૨૩)

આ કવિ પ્રસિદ્ધ છે. "ન્યાન" એ છેડાવાળાં છપ્પા વગેરે જે છૂટક છૂટક કેટલાંક કાવ્યો મળે છે, તે આ જ્ઞાનસાગરનાં છે. એમનું મોટું કાવ્ય "શ્રીપાલ-રાસ" અથવા "સિદ્ધચક્રરાસ" છે. એને છેડે કવિ પોતાની ઓળખાણ આ પ્રમાણે આપે છે:—

**નાગેન્દ્ર ગછિ ગુરૂ ગાઇ એ, માલંતડે, શ્રીગુણસમુદ્રહસૂરિ.**
**જાસ પાટિ સોહામણા એ, માલંતડે, શ્રીઆણંદપ્રભુસૂરિ. ૭૩**
**ભવિઆં ભાવિઇં નિતુ નમઇ એ, માલંતડે, શ્રીગુણ દેવસૂરિરાય.**
**તાસ સીસિ એ રાસ રચિઉ એ, માલંતડે, જ્ઞાનસાગર ઉવજઝાય. ૭૪**
**સંવત પનર એકત્રીસઇ[૨], માગસિરિઇં એ, માલંતડે, ઉજલી બીજ ગુરુવાર,**
**રાસ રચિઉ સિદ્ધચક્રનો એ, માલંતડે, ગાઇઉ શ્રીનવકાર ૭૫**

સં. ૧૫૩૧ માં આ રાસ જ્ઞાનસાગરે રચ્યો છે. નાગેંદ્ર ગચ્છ એ ઘણો જૂનો ગચ્છ છે.

આ કાવ્યનો નમૂનો જોઈએ:

**કર કમલ જોડેવિ કરિ, સિદ્ધ સયલ પણમેસ**
**શ્રી શ્રીપાલ નરિંદનઉં, રાસબંધ પભણેસ ૧**
**મહિયલિ મંત્ર અનેકિ છઇ, પંકિ મ પડિ ગમાર**
**ભવસાયર તો ઊતરિ, જઉ જપૂં શ્રી નવકાર ૨**
**શ્રી ગુણદેવ પસાઉલિ, રચિઉં કવિત વિશાલ**
**ન્યાન ભણઇ સહુઇ સાંભલું, સિદ્ધચક્ર ગુણમાલ ૩**

કથાવસ્તુ:—ઉજ્જેણના રાજાને બે કુંવરીઓ હતી, એક સુરસુંદરી અને બીજી મદનસુંદરી.

---

૧. જૈ. ગૂ. ક., ૧, ૫૮–૫૯. ૨. પાઠાંતર 'વીસઇ'. જૈ. ગૂ. ક., ૧, ૫૮.

"સુરસુંદર પંડિનિ પાસિ, શાસ્ત્ર મિથ્યાત ભણિ ઉલહાસિ."

અને મદનસુંદરીને કર્મગ્રંથ ઉપર બહુ શ્રદ્ધા બેઠી.

મઈણાઈ સીખિઉ સિદ્ધાંત, કર્મગ્રંથ તસૂ વસીઉ ચીતિ"[૨] ૮

એક દહાડો રાજાએ બંને દીકરીઓને પૂછ્યું: પુણ્યવડે શું પ્રાપ્ત થાય? સુરસુંદરીએ કહ્યું:

"ધન, યૌવન, વિચક્ષણપણું, રોગરહિત નિ રૂપ જ ઘણું
મનવંછિત જુ મલીઈ તેહ, રાજન પુણ્યઈ લાભઈ એહ ૧૨

મદનસુંદરીને પૂછતાં તેણે કહ્યું:—

વિનય, વિવેક, વિચાર, સંતોષ, નિર્મલ શીલહ દેહ નરદોષ
મુકતઈ સુખીસુ અવિહડ નેહ, રાજન! પુન્યિ લાભિ એહ ૧૪

બાપે કહ્યું: બેટીઓ! હું તો તમારાથી પ્રસન્ન થયો, અને હું પ્રસન્ન થયો એટલે પરમેશ્વર પ્રસન્ન થયો.

આ શબ્દો સાંભળીને મદનરેખાએ માથું હલાવ્યું, ત્યારે રાજાએ તેને પૂછ્યું: બેટી! કેમ માથું હલાવે છે? દીકરીએ કહ્યું: રાજન્! તમે સભા વચ્ચે ખોટો ગર્વ કરો છો.

સાચૂં બોલિ થાસિ મર્મ, કર્તા હર્તા એક જ કર્મ
કર્મસંજોગિ જેહનિ જસ્યુ, મલસિ વર આવી તે તસ્યુ

દીકરીના આવા બોલ સાંભળીને બાપને બહુ ગુસ્સો ચઢ્યો. સભા વચ્ચે જ રાજાએ કહ્યું કે, એને જમવામાં જુવાર મળે અને કડબ માથે લાવવી પડે, એવું જ હું કરીશ.

પછી રાજા ફરવા નીકળ્યો. આગળ કુષ્ઠી (પતરોગીઓનું પેડુ=ટોળું) જતું હતું. એ જોઈને પ્રધાને કહ્યું કે, રાજા પાછા વળી જાઓ. આ તરફ જવા જેવું નથી. તરત રાજાએ ઘોડો પાછો ફેરવ્યો. એટલે એક કુષ્ઠી માણસે

---

૨. સુરસુંદરી બ્રાહ્મણ પંડિત પાસે મિથ્યાત્વી શાસ્ત્ર ભણી; અને મદનસુંદરી જૈનધર્મના સિદ્ધાંત ભણી.

સામે આવીને કહ્યું કે, મારો શેઠ કહે છે કે, મને એક સ્ત્રી પરણાવ અથવા તારી દાતા તરીકેની કીર્તિ મિથ્યા કર. રાજાએ કહ્યું : જા, તેને તેડીને સભામાં આવ. અંબર નામનો કુષ્ઠી સભામાં આવ્યો. રાજાએ પોતાની દીકરી મદનરેખાને બોલાવી અને તેને અંબર સાથે પરણાવી.

બાપનો આદેશ માથે ચડાવીને મદનસુંદરી કુષ્ઠી સાથે પરણી. બીજી કન્યા સુરસુંદરીને મોટી ધામધૂમથી એક રાજા સાથે પરણાવી. મદનસુંદરી પોતાના પતિને તેડીને જિનવરને નમવા ગઈ. ભગવાનને નમીને પછી મુનિને વંદના કરી. અંબર હાથ જોડીને મુનિની પાસે બેઠો. મદનસુંદરીએ મહારાજને કહ્યું, કે આપ કંઈ એવો મંત્ર બતાવો કે જેથી મારો પતિ નિરોગી થાય. ગુરુએ કહ્યું કે આંબિલ તપ કરો અને નવકારનો જાપ કરો. આસો કે ચૈત્રની આઠમથી નવ દહાડાની ઓલિ કરી, સિદ્ધચક્રની પૂજા કરો. એથી અઢારે કુષ્ઠ મટશે. મદનસુંદરીએ ગુરુના કહેવા પ્રમાણે તપ આરંભ્યું. એથી દહાડે દહાડે અંબરનો કોઢનો રોગ ઘટવા લાગ્યો. મંત્રનું જળ લઈને અંબરના શરીરે છાંટતાં રહેવાથી એનું શરીર તદ્દન સારું થઈ ગયું. બીજા સાતસો કુષ્ઠીઓ એ ટોળામાં હતા. તે બધા આ પ્રયોગથી સારા થઈ ગયા.

એક દહાડો પતિપત્ની અરિહંતની પૂજા કરવા ગયાં હતાં ત્યાં એક બાઈને છેટેથી આવતી જોઈને અંબર દોડતો જઈને તેને ભેટયો. મદનસુંદરીએ જાણ્યું કે પોતાની સાસુ છે તેથી તે તેમને પગે પડી. સાસુએ આશિર્વાદ આપ્યો. પછી કહ્યું : વહુ બેટા! તમારા સસરા રાજા હતા. તે મરતાં દુશ્મનોએ રાજ ઘેરી લીધું. આ દીકરો નાનો હતો તેથી તેને લઈને હું નાસી છૂટી. અમને કોઈ ઓળખે નહીં, એટલા માટે કુષ્ઠીઓના પેડામાં અમે ભળ્યાં.

**"સંગતિ વણઠુ પુત્ર તન, મુજ ચિંતા થઈ માઈ."**

કુષ્ઠીઓના સંસર્ગને લીધે દીકરાનું શરીર બગડ્યું. લોકોને ઉપર પ્રમાણે નવકાર મંત્ર સિદ્ધચક્રનું માહાત્મ્ય વર્ણવવું એ આ રાસનો ઉદ્દેશ છે.[૩]

---

૩. 'સ્થૂલભદ્ર નવરસો' વગેરે કૃતિઓના રચનાર જ્ઞાનસાગર આનાથી જુદા છે (જુઓ જૈ. ગૂ. ક., ૨, ૫૭-૮૦; ૩, ૧૧૨૭-૧૧૩૭). તે અઢારમી શતાબ્દીમાં થઈ ગયા. 'સ્થૂલભદ્રનવરસો'માંથી નમૂનો પછીના પૃષ્ઠ ઉપર.

## વીરરસ

રાગ અશાઉરી—ઢાલ કડખુ

સુભટ સિરિતાજ મુનિરાજ થુલિભદ્ર જિહાં, વીરરસ કામિનિ કોશ આવી
ગુહિર નેસાણુ નેવર બેહુ ગાજતિઇં, ચૂંનડી ચાહિ ફરહરિ બણાવી. ૧ સુભ.
ચાક ચતુરપણિ શીશિ છત્ર જ ધરિઉં, ચમરીઆ ચ્યાર તે ચમર જેહનિ
નાકિ મુગતાફલ જેહ છિ નાચતાં, દુડતા સાંત લસકર તેઉ નિઇં ૨ સુભ.
માન ગયંદપરિ તે ચઢી માનિની, ચાતુરી ચિહું દિસિ ફોજ કીધી
રેખ મૃગમદ તણી તિલક મધ્યે કરી, જાણીઇં તે સહી સાંગિ લીધી ૩ સુભ.
ખટકતી ખિટલી જેણિ ખેડૂં કરિઉં, ઝલપતી વેણિ તરૂઆરિ ઝાલી
મસ્તકિ કુસુમ ને તીર ભાથા ભરિયા, બાંહ કલાં સી ગદા ઉલાલી ૪ સુભ.
ભમુહ ધનુપ ચડાવીઉં ભાંમની, જોડિઉં યુગતિશૂં નયણ બાંણઇં
બાંણ તેહ અંજન વિપિં ભરિયાં અતિ ઘણું,
ઘસિ કરિયા તીખાં કુંડલ શિરાણઇં ૫ સુભ.

ઇંમ સજાઇ સજી કહિ થૂલિભદ્રનિઇં, આજ દેખાડસિઉં હાથ હાવુ
કંઠ હુંતુ હતી નાહરી કામિની, દીન કરિ મીન તુઝનિ ભગાવઉ ૬ સુભ.
નેહનાં વયણ સુંણી મહામુનિ રુસુઝણિઉ, કોશ કામનિ પ્રતિ એમ બોલિ
સહસ અઢાર સીલાંગ રથ માહરિ, તાહરું કટક તણખલા તોલિ ૭ સુભ.
અરથ અનેક સિદ્ધાંત વયણ જિકે, માહરી ફોજિ તે તેજી તાજા
મદભરિયા બાર ગયંદ તપ માહરિ, રાંકડી રહિ કિશ્યા કરિ દિવાજા ૮ સુભ.
પહિરીય શીલ સન્નાહ સબલુ યતી, હાથિ ખિમાતણુઉં ખડગ લીધૂં
આગલિ મોગર સકન ઉદ્યો ધરિઉ, કર ગ્રહી મુંહપતી ખેડૂં કીધૂં ૯ સુભ.
વચન પ્રતિબોધનાં તીર તાણી દીયાં, તાકિ તેહ બાંણિ કોશ્યા હરાવી
ન્યાનિ નિપુણ સુણ વીર રસ પાંચમુ, જાતિ કડખિ એ આશ્યા જણાવી ૧૦ સુભ.

છેવટનો નવમો રસ 'શાંતરસ' છે. તેને છેડે :

"ન્યાનસાગર કહિ શ્રી થુલિભદ્રનિઇં હું જાઉં બલિહાર" ૧૦

★

# ૨૪. બાર ભાવના

## (સં. ૧૫૨૫ આસપાસ)

આ ગ્રંથના કર્તાનું નામ નથી. "સં. ૧૫૮૭ વર્ષે જીવા લખિતં" એ પ્રમાણે રાસને અંતે લખ્યું છે. "બાર ભાવના" કોઈ વૈરાગ્યશીલ—સંવેગી સાધુએ રચી છે. એની ભાષા અને રચના જૂની છે. રચના "ફાગ" બંધ છે. ફાગ એ શબ્દ વડે આપણે ફાગણ મહિનો અથવા વસંત ઋતુના ઉત્સવ કે હોળી રમવાનો અર્થ સમજી શકીએ. પણ એ નામ એવા અર્થમાં વપરાયું નથી. "બાર ભાવના" જેમાં કેવળ સમતા રસનું જ વર્ણન છે, તે ફાગમાં રચી છે. એ જોવાથી સમજાશે કે, "ફાગ" એ નામ અમુક પ્રકારની પદ્યરચનાનું છે. ફાગની પદ્યરચના કેવી છે, તે જુઓ :—

**ગરવ ન આણઈ ગણહર[1], સુર નર પેખઈ આયુ**<br>
**પરમ સંવેગ[2] સંપૂરીય, પૂરીય કૃશ[3] હુઈ કાય** ૧<br>
**વીસ સ્થાનક તપ નિત કરઈં, મનિ ધરઈં અરિહંત[4]**<br>
**ધ્યાન (સહ) ગુરૂ વિનઈ સંતોષઈ, પોખઈએ સષિ અન્નપાન** ૨<br>
**બુઝવઈ[5] જીવ અજ્ઞાનીય, માનીય છંડઈ એ માન**<br>
**દેસના[6] દિઈ ફલ જાણીય, વાણીય અમીય[7] સમાન** ૪<br>
**શિવપંથિ[8] મોહ ચરડ[9] ફિરઈ, સોઈ હરઈ ગુણ તણિ આથિ[10]**<br>
**ઈણિ દસિ લિઉ તુમ્હે એક, વિવેક વુલાવુ[11] સાથિ** ૭

**અઢૈયા**

**ઈણિ પરિ[12] ગયા અનંત, જાસિઈં વલી અનંત**<br>
**એક તિર્થંકરુ એ, એક એ તિર્થંકરુ એ** ૧૦

\+ + +

---

૧. ગણધર, સંઘના નેતા, મુખ્ય આચાર્ય. ૨. વૈરાગ્ય. ૩. દૂબળી. ૪. તીર્થંકર. ૫. જ્ઞાન પમાડે. ૬. ઉપદેશ. ૭. અમૃત, મોક્ષના માર્ગમાં. ૯. લુંટારા. ૧૦. ધન. ૧૧. વળાવો. ૧૨. એ રીતે.

એ બાર ભાવના અતિ સાર, સમતારસ કરિવાનું દ્વાર
સમતા વિણુ સાસય[13] સુખ નહીં, સમતા સાર તે કેવલિ[14] કહી ૧૪

તે સમતા કોઇ કહિસિ કિસી, રાગદ્વેષ મનિ ન રહઇં વસી
તે જીવ સામયિકમઇં[15] સદા, ઊચરીઇં તે તવ[16] એકદા ૧૫

તે ઊચરીઉ જુન પલાઇં, લાભ નહી છેહુ[17] તવ થાઇં
જિસિઉં ઊચરઇં તિસિઉં કરેઇ, ઘણાં કરમનુ આણઇ છેહ[18] ૧૬

કરમ ગએ મનનુ ભય ટલઇં, મોહ હણી શમરસ સિઉં મિલઇં
પરમહંસ[19] તવ જાગઇ ભૂપ, ત્રિહું કાલનૂં લહઇ સરૂપ ૧૭



૧૩. શાશ્વત-હમેશનું. ૧૪. કેવલ જ્ઞાનીએ. ૧૫. જૈનો જેને સમાગ કહે છે. બ્રાહ્મણોની સંધ્યા જેવું જૈનોનું સવાર સાંજનું નિત્યકર્મ. ૧૬. તપ. ૧૭. હાનિ. ૧૮. અંત. ૧૯ આત્મ-આત્મજ્ઞાન.

# ૨૫. વર્ણ્યવસ્તુ વર્ણન પદ્ધતિ[1]

## ( સં. ૧૫૨૫ આસપાસ )

આ 'વર્ણક' નામના વિશિષ્ટ ગદ્યપ્રકારની કૃતિ છે. આમાં પરંપરાગત ધાટીએ અમુક સાહિત્યપ્રચલિત વર્ણ્યવિષયોનાં રૂઢ વર્ણનો, પ્રાસબદ્ધ ગદ્યમાં અપાય છે. માણિક્યસુંદરસૂરિના "પૃથ્વીચંદ્ર ચરિત્ર"માં આ પ્રકારની ગદ્યશૈલીનો પ્રયોગ છે. પાછલાં પાન તૂટક હોવાથી એના કર્તાનું નામ મળ્યું નથી. આરંભ આ પ્રમાણે છે[2] :—

"એક હરિ, અનઇ આવિઉ ઘરિ। એક ઇષ્ટ, અનઇ વૈદ્યોપદિષ્ટ। એક સુવર્ણ, અનઇ સુગંધ। એક સીહ, અનઇ પાખરિઉ। એક ઘૃતસંપૂર્ણ અનઇ ખેપિઉં શર્કરાચૂર્ણ। એક શાલિ, અનઇ પરીસી સુવર્ણનઇ સ્થાલિ। જઉ કિમઇ ઘણા સત્રૂ, તઉ કિસિઉં સમુદ્રમાંહિ ઘાલિવા। જઉ ઘણઉં તેલ, તઉ કિસિઉં પર્વત ચોપડિવા। જઇ કિમઇ ઘણઉં બીજ, તઉ કિસિઉં ઊખરિ વાવવઉં। જઇ કિમઇ સુવર્ણ ઘણઉં, તઉ સાંકલ કરાવવી। જઉ દૂધ ઘણઉં, તઉ સાપ પાવા। જઉ ગજ ઘણા, તઉ મૂલી વહાવવી॥ ૨॥ હંસ જાણઇ ક્ષીર। મત્સ્ય જાણઇ નીર। અસંદઉ જાણઇ ઘોડા। કંદોઇ જાણઇ વડાં। ગારૂડી જાણઇ સાપ। મા જાણઇ બાપ। વાણીઉ જાણઇ માપ! મન જાણઇ પાપ। મુખ જાણઇ મીઠાં। દષ્ટિ જાણઇ દીઠાં। જિહાં ગુરુઅત્તણ તિહાં ગાંજાણું। જિહાં કુલીન તિહાં લાંછન। જિહાં ભાણઉં તિહાં ભઉ। જિહાં ઝૂઝ તિહાં ખઉ। +++ફિરઇ વિવિધ દેશ। કરઇ વિવરિ પ્રવેશ। ચડઇ અટાલિ માલિ।

---

૧. વિશેષ માટે જુઓ સાંડેસરાસંપાદિત 'વર્ણકસમુચ્ચય', ભાગ ૧, પ્રતિ-પરિચય; સાંડેસરા અને મહેતા સંપાદિત 'વર્ણકસમુચ્ચય', ભાગ ૨.

૨. જુઓ, 'વર્ણકસમુચ્ચય' ભાગ ૧, પૃ. ૧૯૨. કેટલાક પાઠ જુદા છે.

પઈસઈ પરનાલિ ખાલિ। મહાનિઃશંક અતિત્રવંક। છાને પગિ ચાલઈ। કુણહૂં નઈ આપણું ચિત્ત ન આલઈ। ચોર ચડિ ઉપાડઈ। કમાડની કોરિ ઉઘાડઈ। ને ઉર સાંકલ વાઢઈ। ભુહરઈથ્યા કેકાલુ કાઢઈ। સાતમઈ માલિ ખાંભિ ચડઈ। હાકલ્ય હુંતુ કુણ જાણઈ કિહાં જઈ પડઈ। ચુપટ ચિહું દિસિ વાટ પાડઈ। તેહસ્યું કુણ ચડઈ આખાડઈ? દીહઈ સૂઈ। રાતિ પગતલિ કરઈ નગર સહુઈ। ન મિલઈ કહિનઈ સાથિ। સૂતુ જાઈ તાલી દેઈ હાથિ! રાયને ભંડારિ ખાત્ર પાડઈ! પગ રમાડઈ! ઈસ્યા ચોર."

આ પ્રમાણે એણે રાજસભાવર્ણન, રાજવર્ણન, તરુઆરવર્ણન, વૃક્ષવર્ણનાં નગરવર્ણન, વરવર્ણન, એમ અનેક વિષયોનાં વર્ણન કર્યાં છે. સાહિત્યસંગ્રહ તરીકે ગ્રંથ ઘણો મહત્ત્વનો છે.



# ૨૬. રત્નમંડનગણિ

## (સોળમા શતકનો પૂર્વાર્ધ)

**પહેલાં** સોમસુંદરસૂરિકૃત મનાતું, પણ વાસ્તવમાં સોમસુંદરના શિષ્ય સાધુરાજના શિષ્ય નંદિરત્નના શિષ્ય રત્નમંડનગણિકૃત 'રંગસાગર નેમિફાગ'[1] (અથવા 'નેમિનાથ નવરસ ફાગ') ત્રણ ખંડનું એક સુંદર કાવ્ય છે. 'વસંતવિલાસ'ના પ્રકારનું આ કાવ્ય તેમ જ આવાં બીજાં કાવ્યો જોવાથી જણાશે કે તે સમયે ફાગુ શૈલીની કાવ્યરચના ઘણી રૂઢ થઈ ગઈ હતી. અપભ્રંશ ભાષાનો કાળ તેમજ પાટણનો રાજપૂત રાજ્યકાલ એ કાવ્યકુસુમોને ખીલવનારી વસંત ઋતુ હતી. માળવામાં તો કાવ્ય ને ઔદાર્યની મૂર્તિરૂપ મહારાજા ભોજ વિરાજતો હતો. એના પૂર્વજો ને વંશજો બધાયે કાવ્યના પરમ અનુરાગી હતા, ગુજરાત, રાજસ્થાન અને માળવાની ભાષા એક ભાષા જેવી જ હતી; એથી કાવ્યનો પ્રદેશ વિસ્તૃત હતો; કાવ્યના રસાલંકારની પરીક્ષા રાજસભામ. થતી હતી; અને રાજસભામાં નામનાં યે કાવ્ય લઈ જનાર માટે તુષ્ટિદાન નિયત થઈ ગયું હતું. આથી એ કાળે કાવ્યસાહિત્ય પૂરેપૂરું ખીલ્યું હતું. જ્યારથી એ સ્થિતિ બદલાઈ, એટલે માળવા અને ગુજરાત મુસલમાનોના હાથમાં ગયાં ત્યારથી કાવ્યનો ફૂલીફાલી રહેલો બાગ ધીમે ધીમે કરમાવા માંડ્યો, કવિઓને આશ્રય મળતો બંધ થઈ ગયો. પઠનપાઠનની પદ્ધતિ નહીં જેવી થઈ ગઈ. વિધવિધ જાતની ચિંતાઓ વડે સર્વે મુંઝાઈ ગયા. આ સ્થિતિને લીધે કાવ્યકલા ઝાંખી પડતી ચાલી. સોમસુંદરસૂરિના સમય સુધી કાવ્યમાં પાછલા

---

૧. જૈ. ગૂ. ક., ૧, ૩; ૩૨, ૪૩૯-૪૪૦. 'પ્રાચીન ફાગુ સંગ્રહ'ની ભૂમિકા (પૃ.૧૨)માં સાંડેસરાએ જૂની માન્યતા અનુસાર 'રંગસાગરનેમિફાગ'ના કર્તા સોમસુંદરસૂરિને ગણાવ્યા છે. રત્નમંડનનો બીજો ફાગ 'નારીનિરાસ ફાગ' 'પ્રાચીન ફાગુ સંગ્રહ'માં પ્રકાશિત થયો છે.

કાળના કેટલાક ગુણો અવિશષ્ટ રહ્યા હતા. આ સમય પછીનાં આવાં બીજાં કાવ્યો સાથે સં. ૧૬૦૦ની આસપાસમાં રચાયેલાં કાવ્યો સરખાવી જોવાથી તેમનો ભેદ તરત સમજાઈ જશે. 'રંગસાગર નેમિફાગ'ની રચના જોઈએ.[2]

રાસક

સમરવિ સારદ સકલ વિસારદ, સાર દયા-પર દેવી રે
ગાઈસુ નેમિ-જિણિંદ નિરંજન, રંજન જગહ નમેવી રે ૧૩

* * *

આંદોલ

રતિપતિ નઉ અવતાર, અવિહડ ભડ ભંડાર
પ્રતપઈ જિતરિપુ એ, સમુદ્રવિજય નૃપૂ એ ૪
પટરાણી પુણિ તાસ, ગરુઆ-ગુણ-આવાસ
રૂપિ રતિ નવી એ, સોહઈ સિવાદેવી એ ૫

* * *

ફાગ

ષડ-રિતુ-મંડિત ઉપવન, પવન હિંડોલિત ડાલ
તરુઅર પરિમલ-વાસિત, નાસિત રવિ-કરવાલ ૨/૯

* * *

રાસક

અવસરિ અવતરિ રતિ મધુમાધવી, માધવી પરિમલ પૂરી રે
કુસુમ આયુધ લેઈ વનસ્પતી સવિ, રહી વિરહી ઉપરિ સૂરિ રે ૨૧
મદન રણંગિણિ સારથિ પરિમલ, ભેરિ મલયાનિલ વાઈ રે
સુભટ કિ મધુકર કરઈ કોલાહલ, કાહલ કોકિલ વાઈ રે ૨૨

* * *

૨. ધર્મવિજય દ્વારા 'શમામૃતમ્' સાથે સંપાદિત (૧૯૨૨-૨૩); પ્રાચીન પ્રતિના વર્ણન માટે જુઓ જૈ. ગૂ. ક., ૩, પૃ. ૪૩૯-૪૪૧.

## આંદોલ

કોઇલ વિખયણી, મદિરારુણ નયણી, નાર કિ મરહઠી એ, વનિ વનિ બઇઠી એ
પંથી પ્રાણ પતંગ, કાલઉ કાજલ ભૃંગ, ચંપક દીપકુ એ, વન-ઘર-દીપકૂ અ ૨૩

* * *

## ફાગ

વાડીય સવિહુ કુસુમાયુધ, આયુધ શાલ હવંતિ
ભમર રહઇં તિહાં પાહરી, માહરિ એ મન ભ્રંતિ ૨૫
સેવંત્રી ફુલડઇ મહુઅર, મહુઅ રહ્યું જવ દીઠ
મુગધ ભણઇં તવ ગહુઉ, આ હુઉ ચંદ્રિ બઇઠ ૨૬

* * *

પૂરઇં પટપદ ઊલટ, ફૂલિ રહ્યાં વનખંડ
ત્રિભુવનિ મદન મહીપતિ, દીપતિ અતિ પ્રચંડ ૩૦

* * *

## કાવ્ય

ગૌરી પીનપયોધરા શશિમુખી બંધૂકરક્તાધરા
હીરાલીરમણીયદંતકલિતા વર્ણોલ્લસલ્લોચના
કન્યા કોમલપાણિપાદકમલા મત્તેભલીલાગતિ
ગોવિંદેન મુદોગ્રસેનસવિધે રાજીમતી માગિતા ૩૧

* * *

## આંદોલ

રહિઉ તોરણ-બારિ, સુણીય પસુય પોકારિ
પશૂઅ મેલ્હાવિઆ એ, અભય વરતાવિઆ એ
મયગલ વાલી નેમિ, પહુતઉ નિજ ઘરિ ખેમિ
રાજલિ હલવલી એ, તવ મહીયલિ ઢલિ એ ૨૩

* * *

ફાગ

વીજણે કરઇં સખીજન, વીજન રાજલયંતિ
ઊપરિ તાપ-નિકંદન, ચંદન-રસિ વિરસંતિ ૨૪

ચેતન પામિય રાજલિ, કાજલિ કલુષિત દષ્ટિ
વિલપતિ વિરહ દેખાડતી, પાડતી આંસુઅવૃષ્ટિ ૨૫

પીડઈં કાંઇ બાપીયડા, પ્રીયડા વિરહ-વિષાદિ
પ્રાણ હરે તું મોરડા, મોરડા મધુર નિનાદિ. ૨૬

★

# ૨૭. પાર્શ્વચંદ્રસૂરિ

## (સં. ૧૫૩૭ થી ૧૬૧૨)

**પાર્શ્વચંદ્રસૂરિ**નું નામ ઘણી ઘણી રીતે જાણવા જેવું છે. એમણે જૈનધર્મને લગતા નાના મોટા ઘણા ગ્રંથો રચ્યા છે ને તે ગુજરાતીમાં જ રચ્યા છે એમણે પોતે પોતાનો જુદો ગચ્છ સ્થાપ્યો અને તેના સમર્થનમાં એ ગ્રંથો રચ્યા છે ગ્રંથ સિદ્ધાંતના હોવા છતાં નાના અને સરળ ભાષામાં રચેલા હોવાથી વાંચનારને અણગમો ઉપજાવે તેવા નથી. એમની વાણી પ્રાસાદિક છે. જૈન સાહિત્યને અંગે તેમ જૈન ધર્મના ઈતિહાસને અંગે એમના સમયની સ્થિતિ જાણવા જેવી છે. જૈન ધર્મને અંગે જે મોટું અનિષ્ટ ચાલતું આવ્યું હતું તે ફાટફૂટનું હતું. શાસ્ત્રમાં કહેલા સિદ્ધાંતથી દોરાપૂર પણ આઘાપાછા ના થવાય, અને "ઉત્સૂત્ર" (સૂત્ર ગ્રંથોની બહારનું) કાંઈ પણ પ્રતિપાદન કરાય નહીં, એ નિયમનનું પાલન જૈનોના જેટલું સખ્ત બીજા થોડા ધર્મમાં થતું હશે, છતાં આશ્ચર્ય જેવું છે કે એમાં નવા નવા પંથ પડયે જતા હતા. જે કોઈ આચાર્ય જરા તેજવંત નીવડે કે તે એકાદ બહાનું કાઢીને ચાલતા સંપ્રદાયથી પોતાનો જુદો મત પ્રતિપાદન કરે. પછી આ મતને માનનાર વધતાઓછા શ્રાવકો મળે એટલે તે પોતાનો ચોકો જુદો જમાવે. મૂળમાં જ જૈન ધર્મ માનનારની સંખ્યા થોડી, તેમાં આદિકાળથી જ શ્વેતાંબર-દિગંબરના બે મોટા ભેદ. શ્વેતાંબરમાં ૮૪ ગચ્છ તો સંવત ૧,૦૦૦ પહેલા પડી ગયા હતા. અને તે પછી એ ૮૪ માંથી નવનવા ટુકડા પડવા માંડયા. એમાંથી એકલા તપ ગચ્છનો વિચાર કરીએ તો સંવત ૧૨૦૦ થી ૧૩૦૦ વચ્ચે પુનમિયા ગચ્છ, આગમ ગચ્છ, અંચલ ગચ્છ એ ત્રણ મોટા ભેદ પડયા હતા. પછી સં. ૧૩૦૦ની ૧૪૦૦ વચમાં લહુડી પોશાલ અને વડી પોશાલ એવા બે ભેદ પડયા. સં. ૧૫૦૦ પછી લોંકામત ઉત્પન્ન થયો. એ મત એટલો બધો ઝપાટાબંધ આગળ વધ્યો કે આખાં શહેર ને શહેર તે મતનાં થઈ ગયાં. સંવત ૧૫૭૨ માં જેસલમેરમાં બધા તપા લોંકામતના થઈ ગયા. સં. ૧૫૭૨ માં ગામમાં ૬૪ દહેરાસર હતાં ને બધાંને બારણેયે તેમણે કાંટા ભરાવી દીધા. (મૂર્તિ-

પૂજા તરફ અભાવ પ્રકટ કરવા તેમણે આ સહુ કર્યું.) એ વખતે તપગચ્છના આનંદવિમલસૂરિએ જાણ્યું કે ગચ્છની શોભા સાચવવી હોય તો સાધુતા ગ્રહણ કરવી જોઈએ. સં. ૧૫૮૨ માં એમણે આકરો ત્યાગ લીધો. જેસલમેરનો પ્રસંગ ત્યાગ લીધો તે પહેલાંનો છે. ત્યાં જઈને તેમણે દહેરાને બારણે ઊભા રહી નિરાહાર તપ કરવા માંડ્યું. એક માસ તપ કર્યાં પછી પારણું કરવા ભિક્ષા લેવા ગયા ત્યાં શ્રાવકે રાખના લાડુ વહોરાવ્યા. મુનિએ તે ખાધા ને ફરી પાછું એક માસ અપવાસ કરવાનું વ્રત લઈને બીજા દહેરાને બારણે ઊભા રહ્યા. આ પ્રમાણેના તીવ્ર તપથી શ્રાવકોનાં દિલ પીગળ્યાં. તેમણે દહેરાના કાંટા કાઢી નખાવ્યા અને ઘણા શ્રાવકો તપ ગચ્છમાં પાછા ભળ્યા.

આણંદવિમલસૂરિના ગુરુ હેમવિમલ પાટ પર બેઠા તે વખતે એમના ગુરુ સુમતિ સાધુના ત્રણ શિષ્યોની ત્રણ શાખાઓ જુદી પડી હતી. એમણે ભાગ વહેંચી લીધા હતા, તેમાં ત્રણસેં ત્રણસેં ગામ એકેકને ભાગ આવ્યાં હતાં. આ સમયમાં કડવા મત નામનો એક નવો ફાંટો નીકળ્યો. મારવાડમાં લોંકામતમાંથી "બીજામત" નામનો મત ચાલતો થયો. આ બધા અંદરના વિગ્રહ વચ્ચે "વલ્લભસંપ્રદાય"નો બહારથી આવેલો હુમલો પણ બહુ જોરાવર હતો. હજારો શ્રાવકો હુમલાના ભોગ થઈ પડતા હતા, ને કાયમને માટે જૈન મટી વૈષ્ણવ થઈ જતા હતા. પાસચંદ મુનિને લાગ્યું કે પોતાનો પ્રભાવ પાડવાનો ઉપાય અને જૈન ધર્મ—તપગચ્છમાંથી શ્રાવકોને વંઠી જતા બચાવવાનો કારગત લાગે એવો ઉપાય એ જ છે કે શુદ્ધ સાધુતા ગ્રહણ કરવી. યતિઓના અનાચારથી શ્રાવકોની શ્રદ્ધા ઊઠી જાય છે, એમ જાણીને તેમણે સં. ૧૫૬૪ માં ક્રિયાનો ઉદ્ધાર-ત્યાગવૃત્તિ ગ્રહણ કરવાનો નિશ્ચય કર્યો. સં. ૧૫૬૫ માં એમને આચાર્ય પદ મળ્યું. હવે તેમણે પોતાનો જુદો વાડો વાળી લીધો. એકતાની દૃષ્ટિએ આ કૃત્ય ઠીક ગણાય નહીં; પણ નિંદિત જતિઓના ટોળામાંના પોતે એક નથી એમ બતાવવાને અને પોતાની પાછળ પોતાના જેવો ત્યાગવૃત્તિવાળો સમૂહ ચાલતો રાખવાને માટે આનાથી જુદો બીજો કયો ઉપાય થાય? ધર્મના સિદ્ધાંતોમાં એમણે જુદાપણું બતાવ્યું તે "પાંચમે પજૂસણ પૂરાં થતાં માનવાં; પાખિ

(પખવાડિયામાં રજાનો, ધર્મક્રિયા કરવાનો દહાડો) ચૌદશની પાળવી; અને ચોમાસાનો આરંભ અંત પૂનમથી ગણવો."

હવે પાર્શ્વચંદ્રસૂરિનાં કાવ્યો જોઈએ. 'ચારિત્રમનોરથમાલા'[1]ને અંતે સુબાહુમુનિ વગેરેના દાખલા આપીને કહે છે:—

**એહ સરિસઉં સંગ્રહિસૂં, જઈ જઈ સંયમ સાર**
**ધન્ય દીહ તે લેખવિસુ, મનવંછિત સુહકાર ૩૮**

**વિવિધ ભાવ ગૂંથી કુસુમિ, એહ મણોહરમાલ**
**કંઠિ ઠવી ઉત્તમ જણિઈં, સોહઇ ગુણ સવિસાલ ૩૯**

**પરમારથ પરિમલ બહુલ, પસરઇ દહ દિસિ જોઇ**
**ભમર ભવિક ઇણિ રસિ રસિક, કમઇ વંછિત સોઇ ૪૦**

**પાસચંદ ઇમ વીનવઇ, સંભલિજ્યો સહુ કોઈ**
**નાણ સહિત કિરિયા મિલી, શિવ સુખદાયક હોઇ ૪૧**

'ઋષભજિન સ્તવન', 'સદ્દહણા સમાચારી' જે એમના સિદ્ધાન્તરૂપ છે તે જોઈએ.

**મંગલકારણ સુકૃતનિવાસ, ભવિયણ જન મનિ કરઇ ઉલ્હાસ**
**આદીસર વંદઉ નિસિ દીસ, પહ ઊઠી નામી નિજ સીસ ૧**

* * *

**જિનવચનિ રે સાવધનઉ કોઈ લવ નહી, વિધિવાદઇ રે પરમારથ એહ જ સહી**
**એ સહીય સાચઉ જાણિ, રાચઉ ચિત્ત, કાચઉ પરિહરઉ**
**સમકિત ધારી જેમ જાણઉ, તે ઊપરિ ખપ કરઉ**
**ગુરૂવચનિ લહિયઇ, હિયઇ ગ્રહિયઇ, તે છ કહિયઇ સંભલઉ**
**શ્રી પઢમ અંગિઇં, તુરિયજઝયણિઇં, નાણ દંસણ નિરમલઉ ૧૨**

* * *

1. જૈ. ગૂ. ક., ૧, પૃ. ૧૩૯-૧૪૮; ૨, પૃ. ૭૬૦; ૩, પૃ. ૫૮૬-૫૯૫. આ કૃતિ 'શ્રાદ્ધ મનોરથમાલા'ને નામે 'પ્રાતઃસ્મરણીય પ્રકરણસંગ્રહ' (ઈ. સ. ૧૯૧૪)માં પ્રકાશિત થઈ છે. જૈ. ગૂ. ક., ૩, પૃ. ૫૯૫.

દેવદેવી રે અવિરત અરિહંત નામ લઈ, વંદંતા રે સમકિતનઇં દૂષણ મિલઈ
કંખા નામિઇં રે અતિચાર એ જાણિજ્યો, શ્રુતસાખિઇં રે ભવિયણ હિયડઈ
આણિજ્યો

આણિજ્યો હિયડઇ વલિય એ હવઉ નિર્જ્જરારથિ તપ કરઉ
ઇહલોક અરથ નિવારી ભાખ્યઉ મૂલસૂત્રે એ ખરઉ

* * *

પરંપરા કોઇ આપાપણી, કોઇ માનઇ ત્રિભુવન ધણી
ઇહનઉ અંતર શ્રી જિન કહઇ, તેય સહી પંડિત સદ્હઇ ૪૨
દંસણ નાણ ચરણ નિર્મલા, આગમ પાલત ચડતી કલા
તરિવઉ કરણી આપાપણી, ઇમ ભાખઇં શ્રી ત્રિભુવનધણી ૪૩
ઋષભદેવિ જે ભાખ્યઉ ધર્મ્મ, તે જિનવીરિ પ્રકાસ્યઉ મર્મ
પરંપરા સંપ્રતિ તિ પ્રમાણ, જયઉ જયઉ જિનવરની આણ ૪૪
શ્રી યુગાદિ જિન વંદઉ સદા, તસુ પસાઇ પામઉ સંપદા
અનુક્રમિ કેવલ શિવસુખ લહઇ, હરખિઇ શ્રી પાશચંદ સૂરિ કહઈ

★

# ૨૮. કવિ લાવણ્યસમય[1]

## (સં. ૧૫૨૧–૧૫૯૦)

સોળમા શતકના આ જૈન સાધુના જીવનમાંથી આપણે શું જોવાની આશા રાખી શકીએ? એનામાં કે એની કૃતિમાં શું હોય? વેદધર્મીઓમાં સન્યાસી અને મઠધારી ગોસાંઈ એ બે વચ્ચે જેવો ફેર છે તેવો જૈન સાધુઓમાં ત્યાગી સાધુઓ અને અપાશરાધારી જતિઓ વચ્ચે છે. જતિઓ[2] સ્થિરવાસ કરીને રહે છે, અપાસરાની માલિકી ધરાવે છે, દોરા, ધાગા, બાધા, આખડી, વૈદું જ્યોતિષ, સંગીત એવા એવા અનેક ઉદ્યોગ કરે છે. પહેલાં તો બ્રાહ્મણોના ગોરની પેઠે એ પણ જૈનોના ગોર—'ગોરજી' (માનાર્થે 'જી' લગાડાય છે) તરીકે જૈનો પાસેથી દાપાં લેતા હતા. રાજાઓને ખુશ કરીને તેમની પાસેથી મોટી મોટી જાગીરો યે મેળવતા હતા. હજી પણ મારવાડમાં ગામગરાસ ધરાવનારા જતિઓ છે. આ જતિઓ વિદ્વાન, રસિક અને અનેક પ્રકારની વિદ્યાઓના જાણકાર હતા. બીજા ત્યાગી સાધુઓ. તેઓ ચોમાસા સિવાયના આઠ મહિના એક સ્થળે સ્થિર વાસ કરીને રહેતા નથી. ખાવાનો વખત થયે લાકડાંનાં ભિક્ષાપાત્ર લઈને શ્રાવકોના ઘેર જાય છે. ત્યાંથી ગોચરી[3] કરીને પોતાને ને પોતાના

---

૧. જૈ. ગૂ. ક, ૧, ૬૮-૮૮; ૩, ૫૦૫, ૧૪૯૧; મ. બ. વ્યાસ સંપાદિત, વિમલપ્રબંધ, ૧૯૧૪.

૨. યતિઓ શિથિલાચારી કહેવાતા. પાછલા કાળમાં એમની સંખ્યા વધારે હતી. સં. ૧૭૩૦માં યશોવિજય ઉપાધ્યાય વગેરે વિદ્વાન સાધુઓએ ત્યાગીવૃત્તિનો ઉદ્ધાર કર્યો. તે પછી ત્યાગી સાધુઓની સંખ્યા વધી છે. હાલમાં તો અપાશરાધારી યતિઓ નામશેષ થતા જાય છે. શ્રાવકોને તેમના ઉપર શ્રદ્ધા રહી નથી, એથી તેમને ત્યાગી સાધુઓ જેવું માન મળતું નથી. આ કારણને લીધે એમને ચેલા પણ મળતા નથી તેથી તેમનો વંશ જતો જાય છે. ત્યાગી સાધુઓનું ઘણું માન છે, એથી તેમને ઘણા શિષ્યો મળે છે, ને એમની સંખ્યા વધતી જાય છે.

૩. આને 'ગોચરી' કહે છે કેમ કે ગાય જેમ એક જ ઠેકાણે ઊભી રહીને ચરતી નથી, પણ થોડું થોડું ચરતી આગળ ચાલી જાય છે, તેમ આ સાધુઓ કોઈપણ એક

સાથીઓ માટે એક વખત જેટલું જોઈએ તેટલું રાંધેલું અન્ન માગી લાવે છે. કપડાં પોતાને જોઈએ તેટલાં જ દાનમાં લે છે. ખપ કરતાં વધારે અન્ન આવ્યું હોય તો તે તેમનાથી કોઈને અપાય નહીં, પણ તે જમીનમાં દાટી દેવું પડે. ખપ કરતાં વધારાનું લુગડું હોય તો તે ફાડી ને ચીંથરાં કરી નાખી દે, પણ તે તેમનાથી કોઈને અપાય નહીં. પૈસાને તેમનાથી હાથ અડાડાય નહીં. વૈદ્યક વગેરે ધંધો તેમનાથી થાય નહીં. ધર્મધ્યાન અને ઉપદેશ એ જ એમનું કર્તવ્ય. આવા સાધુની કૃતિમાં શું હોય? ધર્મચર્ચા, ભકિત, ઉપદેશ, કાવ્ય, વ્યાકરણ, ઈતિહાસ આ તેમનો કર્તવ્ય પ્રદેશ. કવિ લાવણ્યસમય આ બીજા વર્ગના ત્યાગી સાધુ હતા. એમના ત્યાગીમાર્ગને—સાધુતાને શોભે એવી એમની કૃતિ છે.

અમદાવાદમાં શ્રીધર નામના શ્રીમાળી વાણીઆને ત્યાં સં. ૧૫૨૧ માં એમનો જન્મ થયો. વિમલપ્રબંધ જે આ કવિનો એક સારામાં સારો ગ્રંથ છે. તેને છેડે પોતાના જન્મવૃત્ત[૪] માટે આ પ્રમાણે લખે છે:—

**ગુર્જર દેશ દેશ નવરંગ, પટ્ટણ નગર પ્રસિદ્ધઉ ચંગ**
**સંઘમુખ્ય શ્રીમાલી મંગ, કરઈ પુણ્ય જગિ મોટા જંગ ૩૧**

ઘેરથી પૂરતી ભિક્ષા નહી લેતાં બેપાંચ ઘર ફરીને પોતાને જોઈએ તેટલું લઈ લે છે. કારણ એ છે કે તેમના નિમિત્તે રંધાયેલું તેમને ખપતું નથી તેમ એમને વધારે આપવાથી ઘરનાં માટે ખૂટી પડે ને તેમના કારણ માટે ફરી રાંધવું પડે, એને તે એક પાપ માને છે. એટલે પેટવરામાં પુણ્યવરા જેવું એ હોવું જોઈએ.

૪. વેદધર્મી સાધુઓ અને ગોસાઈઓ પોતાના પૂર્વાશ્રમની હકીકત બને તેટલી છાની રાખે છે. એક રીતે એ પણ ઠીક છે. પૂર્વભવની વાત ઈશ્વરે છાની રાખી છે, તેમ પૂર્વાશ્રમની વાત છાની રહે, એમાં સાર છે. પૂર્વાશ્રમનાં માતાપિતા, સગા-સંબંધીઓ, કાર્યવ્યવહાર, એ બધું છોડીને ભેખ લીધો. એટલે આહીં જુદા જ પુરુષને બાપ (ગુરુ) ગણીને તેના વંશજ થયા. ગુરુભાઈ, કાકાગુરુ, દાદાગુરુ બધો સંબંધ નવો બંધાયો. એટલે નવો જન્મ થયો એમ જ માનવાનું. આ ભવમાં પરભવની વાત કરતાં રહેવાથી પરભવનાં સંસ્મરણો તાજાં થાય ને તે આ ભવને વિરસ બનાવે. પણ ઘણા સાધુ અને ગોસાઈઓને આ કારણ કરતાં બીજું એક કારણ વધારે નડે છે. મૂળમાં તેઓ હલકી જાતના કે હલકા આચરણના હોય, તે પછી ભેખ લીધાથી મહાત્મા થઈને પૂજાતા હોય. પાછલી વાત ઉઘાડી પડે તો એમનું મહત્વ ઘટી જાય.

દીન દાન વ્યવહારી વાદિ, તિહાંથા આવ્યા અમદાવાદિ
ત્રિણિ પુત્ર તસ કુલશૃંગાર, પ્રથમ પુત્ર શીધર સુવિચાર ૩૨
અજદરપુરિ કીધા આવાસ, ઝમકલદેવી ઘરુણી તાસ
ચ્યારિ પુત્ર તેહનઇ જિનમતિ, પંચમ પુત્રી લીલાવતી ૩૩
વસ્તુપાલ જમલિ જિણદાસ, ત્રીજું બંધવ મંગલદાસ
ચતુર ચંગ ચઉથઉ લહુરાજ, તેહ નઈ પુણ્યસરીસૂં કાજ ૩૪

આ ચંગા ચતુર લહુરાજ તે જ આપણા લાવણ્યસમય. લહુરાજ નામ આપણને અપરિચિત લાગે એવું છે, પણ જરાક વિચારી જોઈએ તો તે તદ્દન વ્યાવહારિક છે એમ જણાઈ આવશે. લવજી કે લવજીભાઈને કોઈએ જોયા નહીં હોય તો સાંભળ્યા તો હશે જ. લુહાણા અને ખોજાઓમાં એ નામ વધારે પ્રચલિત છે. સંસ્કૃત 'લઘુ' ઉપરથી પ્રાકૃત 'લહુ' થયું. એને માનાર્થે 'રાજ,' 'જી,' 'ભાઈ' વગેરે લગાડો એટલે 'લહુરાજ,' 'લહુજી,' 'લહુભાઈ' એ નામો થાય. 'લહુ'નો અર્થ ના સમજે તો 'લહુજી'ને બદલે 'લવજી' કહે. સર્વથી નાના છોકરાનું 'નાનાભાઈ,' 'નાનાલાલ' કે 'નાનાજી' નામ પાડે છે. તેમ નાનપણાનો અર્થ ધરાવતો 'લહુ' શબ્દ ઘણા લાંબા કાળથી નામ તરીકે ચાલતો આવે છે. લહુરાજને સાધુ થવાનું કારણ તેમણે પોતે આ પ્રમાણે કહ્યું છે :—

ધર્મશાલ જિનમંદિર પાશિ, સમઇરત્ન ગુરુ તિહાં ચુમાશિ
જનમયોગ દેખાડિઉ જશઇ, સહિગુરુ હૃદય વિમાંસઇ તિશઇ ૩૫
સંવત ૧૫૨૧ ધિન્ન, શકે તેર છયાશીઉ પ્રસન્ન
પોષ વદી દિન ત્રીજ પવિત્ર, આવિઉ અશ્લેષા નક્ષત્ર ૩૬
ઘડી પાછિલી જવ નવ રાતિ, જન્મ અર્ક ઊગીઉ પ્રભાતિ
તુલા લગન સરિસુ સંકેત, મૂરતિ મંગલ જમલુ કેત ૩૭
વૃશ્ચિક બુધ રવિ ત્રીજઇ રહિઉ, શુક્ર મકરિ તે ચઉથઈ કહિઉ
ગુરુ શનિ કુંભિ રહ્યા પાંચમઇ, મેષિ રાહુ સોહઇ સાતમઇ ૩૮
દસમઇ ચંદ રહિઉ નિજ ઘરે, જન્મયોગ[૫] જોઈઉ સહિગુરે.
હૃદયસ્થલિ રવિ નક્ષત્ર વશિઉં, સહિગુરિ વચન પ્રકાશિઉં ઈશૂં ૩૯

૫. કવિએ પોતાની આખી જન્મકુંડલી આપી છે, તે જ્યોતિષના અભ્યાસીઓને ઉપયોગી થઈ પડે તેવી છે.

સુણઉ શ્રેષ્ટિ હોશિ તપધણી, કઇ એ જાશઇ તીરથ ભણી
કઇ એ થાશઇ મોટઉ યતી, વર વિદ્યા હોશઇ દીપતી ૪૦
ગુરુવચને વઇરાગી થયુ, માતતાત પય લાગી રહિઉ
જેઠ સુદિ દિન દસમી તણઉ, ઉગણત્રીસઇ ઉચ્છવ ઘણઉ ૪૧
પાટણિ પાલ્હણપુરી પોસાલ, જંગ હુઇ ચઉપટ ચુસાલ
દિઇ દીક્ષા અતિ આણંદપૂરિ, ગચ્છપતિ લખિમીસાગર સૂરિ ૪૨
સંઘ સજન સહુ સાખી સમઇ, નામ ઠવિઉ મુનિ લાવણ્યસમઇ
નવમઇ વરસિ દીખ વર લીધ, સમયરત્ન ગુરિ વિદ્યા દીધ ૪૩

કવિના બાપના ઘર પાસે જિનમંદિર અને ધર્મશાળા (અપાશરો) હતાં. સમયરત્ન મુનિ ત્યાં ચોમાસું રહ્યા હતા.[૬] કવિના બાપ પુત્રના જન્માક્ષર કરાવવા કે બતાવવા મુનિ મહારાજ પાસે ગયા. મુનિએ કહ્યું કે આ છોકરો મોટો યતિ, મોટો વિદ્યાવંત, મોટો તપસી અને ઘણાં તીરથ કરનારો થાય, એવા બધા ગ્રહ પડ્યા છે. આ મંત્ર મૂકીને ગુરુ ચાલ્યા ગયા. છોકરો આઠ નવ વર્ષનો થયો, એટલે ગુરુએ એનાં માબાપને સમજાવીને છોકરાને લઈ લીધો. નવ વર્ષની ઉમરમાં જ લહુરાજને દીક્ષા આપીને સમયરત્ન ગુરુએ પોતાનો ચેલો કર્યો પાટણમાં તપગચ્છના આચાર્ય લક્ષ્મીસાગરસૂરિને હસ્તક તેને દીક્ષા અપાવીને લાવણ્યસમય નામ પાડ્યું. આ રીતે લહુરાજ લાવણ્ય સમય નામે ઓળખાતા થયા. જૈન સાધુઓ નાના છોકરાઓને લઈને નાનપણથી જ તેમને પોતાની પાસે રાખી વિવિધ વિદ્યાઓમાં નિપુણ કરતા હતા. પાછલા જમાનામાં મોટા મોટા સંસ્કૃત ગ્રન્થો રચનારા અને ગૂઢ ગ્રન્થો ઉપર વિદ્વત્તાભરી ટીકાઓ કરનારા

૬. વેદધર્મી સંન્યાસીઓ અને જૈનસાધુઓ ચોમાસાના ચાર મહિના કોઈ પણ એક જ ગામમાં સ્થિરવાસ કરીને રહે છે. ગમે તેવું કારણ હોય તો પણ તેમનાથી ચોમાસામાં ગામની હદ બહાર જવાય જ નહિ, એમ પરાપૂર્વથી મનાતું આવ્યું છે. મૂળ કારણ ઠેકાણે ઠેકાણે પાણી ભરાઈ રહે, નદીનાળાં ઉભરાતાં હોય, રસ્તા કીચડથી દુઃખદાયક હોય ને ત્યાગીઓ પાસે મુસાફરીનાં સાધન હોય નહિ, તેથી તેમને સ્થિરવાસ કરી રહેવાનું ઠરાવાયેલું, પણ એ પાછળથી ધર્મના સિદ્ધાન્ત જેવું થઈ ગયું.

ઘણા જૈન સાધુઓ થયા છે, તે આમ નાનપણથી જ તેમને વિદ્યાભ્યાસમાં વાળી લેવાના કારણથી થયા છે. જૈનો જેમને કલિકાલસર્વજ્ઞ કહે છે, તેવા મહાન આચાર્ય હેમચંદ્રને પણ નાનપણમાંથી જ દીક્ષા આપવામાં આવી હતી. લાવણ્ય-સમય કહે છે:—

**"સરસતિ માત મયા તવ લહી, વરસ સોલમઇ વાંણી હુઇ"**

સોળ વર્ષની ઉમર થતામાં તો મુનિ કવિતા કરતા થઈ ગયા. કવિની ઉમરના સોળ વર્ષ એટલે સં. ૧૫૩૬. આ સમયનું એમનું રચેલું કોઈ કાવ્ય આપણને મળતું નથી. અને તે ના મળે એ તદ્દન સ્વાભાવિક છે. એ વખતે એમણે મોટો ગ્રન્થ રચ્યો નહીં હોય. સ્તવન, સજઝાય'[૭], વગેરે નાનાં નાનાં કાવ્યો વડે એમણે આરંભ કર્યો હશે. એમનાં બનાવેલાં નાનાં નાનાં કાવ્યો મળે છે અને તેમાંનાં કેટલાંક સજઝાયમાળાઓમાં છપાયાં પણ છે, પણ તેમાં રચ્યા નો સંવત હોતો નથી. 'સુમતિસાધુસૂરિ વિવાહલો'[૮] ૮૨ ટુંકનું કાવ્ય છે, તે વગેરે એ કવિનાં આ સમયનાં કાવ્ય હોય એમ લાગે છે.

સં. ૧૫૪૩ એટલે કવિના ૨૩ મા વર્ષની કૃતિ 'સિદ્ધાન્ત ચોપાઇ' ('લુંકટવદનચપેટા') મળી છે. એમાં કવિના શાસ્ત્રાભ્યાસનું દર્શન થાય છે. આ ગ્રંથ રચવાનું કારણ એ સમયની પરિસ્થિતિએ આપ્યું હતું. લોંકા નામના અમદાવાદના એક શ્રાવકે જિનધર્મની ચાલતી પરંપરા વિરૂદ્ધ નવો પંથ ચાલતો કર્યો હતો. પરિસ્થિતિ એવી અનુકૂળ હતી કે નવો પંથ ચાલતી આવેલી માન્યતાઓની વિરૂદ્ધ હોવા છતાં પણ શ્રાવકોને તે ગમ્યો અને એક પછી એક, હજારો શ્રાવકો એ પંથમાં ભળી જવા લાગ્યા. નવા પંથનો સ્થાપનાર ઘરબારી હોવા છતાં એને સાધુ થનાર શિષ્યો મળ્યા અને તે શિષ્યોએ એવો આકરો ત્યાગ પાળ્યો કે જેના વડે શ્રાવકોનાં મન પીગળી ગયાં. સાધુઓ તો આવા જ જોઈએ, એવું શ્રાવકોને સમજાયું. જૂના જતિઓ માટે જૈનબહારના લોકોમાં તો ઘણું જ ખોટું બોલાતું હતું.[૯] નવા પંથના સાધુની સાધુતા જોઈને જૈનોને

૭. સ્વાધ્યાય = પાઠ કરવા જેવી કવિતા.

૮. પ્રકાશિત 'ઐતિહાસિક રાસ સંગ્રહ' ભાગ ૧; જૈ.ગૂ.ક., ૧. ૮૫.

૯. સત્તરમા શતકમાં જહાંગીર પાદશાહે પોતાની ડાયરીમાં એમને માટે ઘણો જ ખરાબ અભિપ્રાય નોંધ્યો છે.

પોતાને પણ હવે તે લાગવા માંડ્યું. આ પંથ ઊભો થતાં જૈનસંઘને અને ખાસ કરીને શ્વેતાંબર જૈનસંઘને એવો આકરો ધક્કો લાગ્યો કે તેનાં એકેએક અંગ હાલી ઊઠયાં. જૈન સાધુઓ, જેઓ એ ધર્મના ગાદીવારસ, તેમને આ વિરોધથી વધારેમાં વધારે લાગી આવે એ તદ્દન સ્વાભાવિક છે. ખરતરગચ્છીય જિનહર્ષસૂરિના શિષ્ય કમલસંયમે "લુંકાહુંડી" નામના કાવ્યમાં આ સમયનું ચિત્ર આ પ્રમાણે આલેખ્યું છે:

**સંવત પંનર અઠોતરઉ જાણિ, લુંકુ લેહઉ મૂલિ નિરવાણી**
**સાધુની નિંદા અહનિસિ કરઇ, ધર્મ થડાબંધ ઢીલઉ ધરઇ** ૨
**તેહનઇ શિષ્ય મિલિઉ લખમસી, તેહની બુદ્ધિ હીઆથી ખસી**
**ટાલઇ જિન પ્રતિમાનઇ માન, દયા દયા કરિ ટાલઇ દાન** ૩
**ટાલઇ વિનય વિવેક વિચાર, ટાલઇ સામાયિક ઉચ્ચાર**
**પડિકમણાનઉં ટાલઇ નામ, ભામઇ પડિયા ઘણા તિણિ ગામ** ૪
**સંવત પંનર તુ ત્રીસઇ કાલિ, પ્રગટયા વેષધાર સમકાલિ**
**દયા દયા પોકારઇ ધર્મ્મ, પ્રતિમા નિંદી બાંધઇ કર્મ્મ** ૫
**એહવઇ હઉ પીરોજિખાન, તેહનઇ પાતસાહઇ માન**
**પાડઇ દેહેરા નઇ પોસાલ, જિનમત પીડઇ દુખમાકાલ** ૬
**લુંકાનઇ મિલિઉ સંયોગ, તાવ માહી જિમ સીસક રોગ**
**ડગમગિ પડીઉ સઘલઉ લોક, પોસાલઇ આવઇ પણિ ફોક** ૭

પરંપરાગત ચાલતી આવેલી માન્યતા વિરુદ્ધ અને પોતાના પક્ષ વિરુદ્ધ નવો પંથ પ્રબળ થાય, પોતાને માનનારા સંખ્યાબંધ લોકો ફરી બેસે, પોતાનાં માનમહત્ત્વ નષ્ટ થાય અને પોતાને માટે લોકોમાં તિરસ્કારની લાગણી ફેલાય, તે વખતે જૂના હક્કદારો ઉશ્કેરાય, એમાં નવાઈ નથી. ઉપરના લેખમાં ઉશ્કેરાયેલી લાગણી ચોખ્ખી દેખાઈ આવે છે. એ પંથ સ્થપાયો ત્યારથી માંડીને એ પછીનાં સો-દોઢ સો વર્ષ સુધીમાં તો લુંકામત વિરુદ્ધ અનેક ગ્રંથો લખાયા છે, અનેક જોડકણાં જોડાયાં છે. એમાંના કેટલાક લેખમાં તો વિવેકને તદ્દન ઊંચો મુકાયો છે.

સાધુ નામ ધરાવનારને આવું લખવું શોભે કે કેમ, એનો એ વિચાર રહ્યો નથી. જે તે રીતે નવા મતવાળાને હલકા પાડવા એ હેતુથી જ ઘણું લખાયું છે.

આવી વખતે નવજુવાન મુનિ લાવણ્યસમય કવિ થવાના કોડમાં ઊછળતા હતા. આ સંજોગોમાં એમને શો વિચાર થાય? પ્રબળ પરિસ્થિતિના ઊછળતા લોહીના યુવાન ઉપર કંઈ જ અસર ના થાય, એ તો બને જ નહીં. શાસ્ત્રાર્થ કરીને પોતાના પક્ષનું સમર્થન કરવું, અને પોતાના શાસ્ત્રાભ્યાસનો લોકોને પરિચય કરાવવો, એ જ વિચાર તેમને સૂઝવો જોઈએ. 'સિદ્ધાંતચોપાઈ' એ નામ જ આપણને કહી આપે છે કે પોતાના પક્ષનું ઉપરાણું લઈને લડવા નીકળવાનું કવિને ગમતું નથી, તેમ ગાળો દઈને સામા પક્ષને હલકો પાડવાનો વિચાર પણ તેમને સૂઝતો નથી, માત્ર શાસ્ત્રના સિદ્ધાંત બતાવીને પોતાનો પક્ષ ખરો છે ને સામો પક્ષ ખોટો છે એમ સિદ્ધ કરવા તેઓ ઈચ્છે છે. તેમણે સં. ૧૫૪૩ માં કાર્તિક સુદિ ને ૮ રવિવારે આ ચોપાઈ (કાવ્ય) રચી છે. એમાં નથી સામા પક્ષને હલકો પાડવાની હલકી યુક્તિઓ, નથી કાંઈ આક્ષેપો, કે નથી કશો ધુંધવાટ. માત્ર સૂત્રો ટાંકીને ગુજરાતીમાં તેનો અર્થ સમજાવ્યો છે. કાવ્યને છેડે તેમણે આ પ્રમાણે કહ્યું છે:—

**"ક્રોધ નથી પોષિઉ મઇ રતિ, વાત કહી છઇ સઘલી છતી**
**બોલિઉ શ્રી સિદ્ધાન્તવિચાર, નિંદાનું સિઉ અધિકાર ૭૩**
**જે જિમ જાણઉ તે તિમ કરઉ, પણ જિનધર્મ ખરઉ આદરઉ ૭૪**

ઝઘડાનો—કસોટીનો આ સમય કવિના સ્વભાવનું દર્શન કરાવે છે. આવા સમયને અવલંબીને જ કવિ "શ્રાવકવિધિ સજ્ઝાય"[૧૦] લખે છે, તે એમાં ગુરૂ કેવા જોઈએ, સાધુ કેવા જોઈએ, વેષનો[૧૧] વાંદવો કે નહીં, એનો કવિ બહુ સારો ખુલાસો કરે છે. એ સજ્ઝાય આખીયે ઉતારી લેવા જેવી છે.

---

૧૦. આ સજ્ઝાય અને આ કવિનાં બીજાં કાવ્યો સંબંધીની કેટલીક હકીકત "ઐતિહાસિક રાસસંગ્રહ" ભાગ ૨ માંથી લીધી છે.

૧૧. વેદધર્મી આ "ભગવી ચીથરીને" નમવાનું કહે છે.

## શ્રાવકવિધિ સજ્ઝાય

પ્રણમી વીર જિણેસર પાય, વંદી ગોયમ ગણધર રાય
સમરી સરસતી સામણિ દેવિ, શ્રાવકવિધિ પભણું સંખેવિ ૧
શ્રાવક તે જે સમકિત ધરઇ, મનશુદ્ધિઇં મિથ્યાત નવિ કરઇ
સમકિત તણો સાંભલઉ વિચાર, જેણઇં જીવ લહઇં ભવપાર ૨
આસહુ જિણવર અરિહંત, કરમ તણઉ જેણિ આણુ અંત
જેહનું જ્ઞાન ત્રિભુવન વિસ્તરઇં, સરવ જીવના સંસા હરઇ ૩
જેહનઇ નહીં નારી પરિવાર, જેહનૂં ધ્યાન ન લાભઇ પાર
જે સહુ દેવ તણું એ દેવ, ચઉસઠિ ઇંદ્ર કરઇં જસ સેવ ૪
સુગુરુ તણિ નિત સેવા કરુ, જિમ ભવસાગર લીલાં તરુ
સુગુરુ તણાં એ લખ્યણ જાણિ, પાપવચન કહિતાં કરઇ કાણિ ૫
પંચ મહાવ્રત હીયડઇ ધરઇ, પાંચઇ ઇંદ્રી જે વસિ કરઇ
સીલવ્રત સૂધૂં જે વહઇ, લોક પ્રતિ જે સમઇ કહઇ ૬
છઇ કાયની રખ્યા કરઇ, અસૂઝતઉ આહાર પરિહરઇ
પંચ સુમતિ ત્રિણિ ગુપતિ સંચરઇ, ગાંઠિ ગરથ કિમઇ નવિ કરઇ ૭
જે ગુરુ ગાંઠિ ગરથ જ કરઇં, તે નિશ્ચઇં પિંડ પાપિ ભરેઇં
ગરથ ઉપર વાધઇ મોહ, ગરથઇં આણઇં મન અંદોહ ૮
રાત દિવસ મન ગરથઇ રમઇ, મુનિવર ચારિત્ર સહી આંગમઇ
ગરથિ વાધઇ કલહ વિવાદ, ગરથઇં જીવ કરઇં ઉનમાદ ૯
ગરથ લગઇ અનરથ ઊપજઇ, ગરથિ મન મયલા નીપજઇ
ગુરુ ગરથિ દેહરાં ઊધરઇ, ચંદન બાલી લીહાલા કરઇ ૧૦
ગરથ સહિત જે ગુરુ આદરઇ, તે નિશ્ચઇ સવિ કુડૂં કરઇ
મયલૂં ચીવર કાદવિ ધૂઇ, તેહ વલી ઊઘડતૂં જુઇ ૧૧
રતન વિરાંસઇ પત્થર લીઇ, અમૃત ઠામિ વિષ ઘોલી પીઇ
ગજ મૂકી ખર ઊપરિ ચડઇ, સુખકારણિ કૂવા માંહિ પડઇ ૧૨
વરિ સેવુ દૃષ્ટિવિષ સાપ, કુગુરૂય સેવઉ અતિ પાપ
સાપ મરણ દીઇ એક જિ વાર, કુગુરુ મરણ દિઇ અનંતી વાર ૧૩

ગલઇ પથ્થર તરવા સંચરઇ, આંખિ મીચી અંધારું કરઇ
કુગુરુ મુગતિ કાજઈ આદરઇ, સવે બોલ તે સાચા કરઇ ૧૪
એક મૂરખ કહઈ સવિ માનીઇં, આપણ વેષ ભણી વાંદીઇ
વેષ લેઇ વિષભક્ષણ કરઈ, કુહુ તે જીવઈ કે મરઈ ૧૫
એક મૂરખ વલી બોલઈ ઇમ, આપણા ગુરુ લોપીજઇ કિમ
આપણઉ બેટઉ ચોરી કરઇ, ઘરિ રાખઈ તુ રાઉલિ ધરઇ ૧૬
અગનિ આપણી ઘર પરજલઇ, માંહિ આવઇ તે સહુઇ બલઇ
ઇમ જાણી કુગુરુ પરિહરઉ, સાચા ઊપરિ આદર કરૂ ૧૭

કવિની સાધુતા કેવી હોવી જોઈએ, તે એમના આ વિચારો ઉપરથી સારી રીતે સમજી શકાય છે. સં. ૧૫૪૫માં કવિની ભરજુવાનીમાં કવિએ "ગૌતમપૃચ્છા ચઉપઈ" રચી છે.[૧૨] એમાં કવિના અંતઃકરણમાં વિરાગ અને ભક્તિભાવ ઉભરાઈ જતો જણાય છે.

"ધર્મ કરુ ચિંતુ મન માંહિ, આલસ વઈરી આગલિ થાઈ
પાપી પરહુ કરી ન સકાઈ; રાતિદિવસ ઈમ આલિ જાઈ ૧૬
આરતિ ન ટલી એકુ વાર, જનમ મરણ વચિ એક લગાર
ભવસાગરિ હૂં ભમિઉ અપાર, તુઝ વિણ સામી કુહુ કુણ તારઈ ૧૭
ઘરઘરણીનિ ભારિઇં જૂતુ, આગઈ જનમ ઘણાઈ વિગૂતુ
મહિઆં મોહનિદ્રાભરિ સૂતુ, પાપકરમિ કલિકાદમિ ખૂતુ ૧૮
બાલપણઇ ક્રીડારસિ હૂંતુ, યૌવન વય યુવતીમુખિ જૂતુ
વડપણિ વ્યાધિ ઘણી જોગવતુ, ધર્મહીણ ભવ ઇમ ભોગવતુ ૧૯

આ જ પ્રમાણે તે "ઓગણત્રીશ ભાવના" માં કહે છે:

અવિચલ પદ મન થિર કરી, જિહાં છઈ સુકખ અપાર
પ્રતિબોધિસૂં મન આપણૂં, જિમ વામઈ ભવપાર
રે મન તઈ અસ્થિરપણઇ, કીધ કુકર્મહ કોડિ

૧૨. જૈ. ગૂ. ક. ૧, ૭૨-૭૩; ૩, ૫૦૫-૫૦૭; પ્રકાશિત, ભીમશી માણેક.

રાગ તણઈ રંગિ ચડી, જીવહ આણી ખોડિ
જે દીસઈ પ્રહિ ઊગમણિ, તે સંધ્યા નવિ હોઈ
ધણ ધન્નહ પરિવારના, મમતા મ કરુ કોઈ ૫
વસ્ત્રહીન તૂં જનમીઉ, જાઈસિ તીણઈ રૂપિ
પાપઈ પિંડ જ પોસીઉ, પડિસિ સંસારહ કૂપિ
ગામિ ગયા આવઇં વલી, હરખિ મિલઈ સહૂ કોઈ
ઈણઈ પંથઈ પંથી હૂઆ, તેહનઈં ન મિલઈ કોઇ ૧૩

સં. ૧૫૬૨ ની 'આલોયણ સજ્ઝાય", "પુણ્યફલ સજ્ઝાય", "આત્મ-બોધ સજ્ઝાય", આ બધામાં કવિની ઝળહળતી સાધુતા અને ઉભરાઈ જતો ભકિતભાવ માલૂમ પડી આવે છે.

સં. ૧૫૫૫ માં કવિને 'પંડિત'ની પદવી મળી. સંવત ૧૫૬૮માં જે વખતે કવિ યુવાનીનું પૂર તરીને આરે આવવાની તૈયારીમાં હતા તે વખતે તેમણે પોતાના પ્રિય "વિમલપ્રબંધ"માં પોતાની આજ સુધીની કામગરીની જે ટૂંકી નોંધ આપી છે, તે આ પ્રમાણે છે:

**વિવિધ ગીત બહૂ કરિયા વિવાદ, રચિયા દીપ સુરસ સંવાદ**
**સરસ કથન નહીં આલી કવઈ, મોટા મન્ત્રિ રાય રંજવઈ**
**જસ ઉપદેસ હવુ સુવિશાલ, બહુ થાનકિ દેહરાં પોસાલ**
**મીર મલિક તે માંડઈ વિનઈ, પંડિતપદ તે પંચાવનઈ ૪૬**
**સોહઈ ગણ તપગચ્છ શણગાર, દેશવિદેશિઈ કરઈ વિહાર**
**સોરઠદેશિ રહી ગિરનારિ, પુહતા ગુજ્જર દેસ મઝારિ ૪૭**

દેશપરદેશમાં વિહાર કરતા રહી, ઠેકાણેઠેકાણે તેમણે ધર્મોપદેશ કર્યો. વિવિધ પ્રકારની કાવ્યરચના કરીને મોટા મોટા મંત્રીઓ અને મોટા મોટા રાજાઓને પ્રસન્ન કર્યા. રાજકર્તા મુસલમાન સરદારોનું પણ એમણે માન મેળવ્યું. એમના ઉપદેશથી ઘણે ઠેકાણે દેહરાં અને આપાસરા બંધાયા.

આ રીતે કવિનું સાધુજીવન સોળમું શતક પૂરૂં થતાં સુધી લંબાયું. એમનું

છેલ્લું કાવ્ય સં. ૧૫૮૭—૮૮ નું મળે છે.[૧૩] કવિનું અવસાન ક્યાં અને ક્યારે થયું, એનો પણ કંઈ દાખલો મળ્યો નથી. સં. ૧૫૮૭ માં કર્માશાહે શત્રુંજયના દહેરાનો જીર્ણોદ્ધાર કર્યો તેની પ્રશસ્તિ પંડિત લાવણ્યસમયે સંસ્કૃતમાં રચી છે. તેમાં એમના નામનો આ પ્રમાણે ઉલ્લેખ છેઃ—

लावण्यसमयाख्येन पण्डितेन महात्मना।
सप्तमोद्धारसत्का च प्रशस्तिः प्रकटीकृता ॥३२
पूज्य पं. समयरत्नशिष्य पं. लावण्यसमयस्त्रिसंध्यं ।
श्री आदिदेवस्य प्रणमतीति भद्रं ॥

કવિની લાગણી જોવાનો એક પ્રસંગ જોઈએ. એ વખતની રાજકીય સ્થિતિ એટલે અમદાવાદના સુલતાનોનો અમલ, મહમદ બેગડાનો રાજકાળ. સેંકડો દહેરાં અને મંદિરોનો નાશ, મૂર્તિનો નાશ, ઓલિયાઓના ચમત્કાર બતાવીને, ગરાસ પાળવાની લાલચ આપીને અને બળજબરી કરીને હજારો હિન્દુઓને મુસલમાન કરવાની ચાલી રહેલી તજવીજ, ચાંપાનેર અને જૂનાગઢનાં પ્રાચીન હિન્દુ રાજનગરોનો ભંગ. આ સ્થિતિ સામે કાંઈ પણ કાવ્ય કરવું, એ જૈન સાધુને માટે તો સંભવે જ નહીં, છતાં કોઈ કોઈ પ્રસંગે કવિના અંતરના ઉભરા નીકળી જાય છે.

## લાવણ્યસમયની કવિતા

લાવણ્યસમયે નાના મોટા ઘણા ગ્રંથ રચ્યા છે. એમાંનો કોઈ પણ ગ્રંથ વાંચવા બેસીએ તો તે કોઈને પણ કંટાળાભરેલો લાગે એવો નથી. એનું કાવ્ય વહેતા ઝરાના જેવું એકસરખું અવિચ્છિન્ન વહ્યું જાય છે. એની ભાષા તદ્દન સાદી અને સરળ છે. ઘણા જૈનકવિઓ અને વિશેષે કરીને ભાટચારણ કવિઓ શબ્દોને મરડીમચરડીને બેડોળ કરી નાખે છે, તેવું જરાયે લાવણ્યસમયે કર્યું નથી. એના કાવ્યમાં કૃત્રિમતાનો ભાસ થાય એવું નથી. નિરુપયોગી શબ્દોનું ભરણું

---

૧૩. છપાયેલા 'ઐતિહાસિક રાસસંગ્રહ'માં આ ગ્રંથ રચ્યાનો સં. ૧૫૮૯ આપ્યો છે, પણ મારી પાસેની પ્રતિમા સં. ૧૫૮૨ની સાલ લખી છે અને તે જ સાલ ખરી લાગે છે.

કરીને જે તે રીતે ટુંક પૂરી કરી હોય, એવી દુર્બળતા કોઈ પણ ઠેકાણે જણાતી નથી: વર્ણન કરવાની શકિત એનામાં ઊંચા પ્રકારની છે. એ ચોટાનું વર્ણન કરતો હોય કે ઘોડાઓનું વર્ણન કરતો હોય, વર્ણનનો વિષય ગમે તેવો શુષ્ક હોય તો પણ એ એવી છટાથી વર્ણન કરે છે કે એ વાંચવાનું અધૂરું મૂકીને ઊઠવાનું મન ના થાય.

કન્યાનાં સામુદ્રિક ચિહ્ન જેવી તદ્દન શુષ્ક વિદ્યા એ કેવી રીતે વર્ણવે છે, તે જુઓ :—

"ચંદવદનિ ચંપકવંની, નિર્મલ હૃદય વિશાલ
રામા રાતા અધર જસ, સંપતિ સુકખ રસાલ ૩

અંકુશ કુંડલ ચક્ર ધ્વજ, મંદિર કુંજર કુંભ
છત્ર કમલ હય જસ કરિ, રાઉ તણઈ ઘરિ રંભ ૪

જસ કરિ રેખા સીયડી, તોરણ ગઢ આકારિ
વરિ આવી કુલિ દાસ નઈ, રાણી રાજદૂઆરિ ૫

પામઈ પતિ નરપતિ ભલુ, પુત્ર જણઈ તે શૂર
જસ નારી કરિ નીરખીઈ, રેખા છત્ર મયૂર ૬

મૃગનયણી, મૃગકંધરી, મૃગપેટી, સુકુમાલ
હંસગમણિ સા સુંદરી, ભૂપતિનિ ઘરિ બાલિ ૭

જસ શરિ કેસ મિલિત હુઈ, મુખમંડનનિ મોડિ
દક્ષણ વલિ નાભી વલઈ, પતિ પામઇ વિણ ખોડિ ૮

જેહ કરિ લંબી અંગુલી, જેહ શરિ લંબી વીણિ
આય ઘણઉ વલ્લભ સહિત, ઘરિ ધન સહિજ પ્રવીણ ૯

મહારાજા ભીમ વિમળને ઘેર જમવા ગયા, ત્યાં રાજાએ જોયું તે કવિ વર્ણવે છે:

જવ દિઠઉ મંદિર મંડાણ, રાજા હૈઅડિ થયુ ઉરાણ ૪૭
પ્રથમ પોલિ પહિલુ પ્રાકાર, જાણઉં એ છઈ ઘરનું દૂવાર
અનુક્રમિ પિસઈ સાતં પોલિ, રાજા રખે પડિ દંદોલિ ૪૮

જવ દિટ્ઠઉં ઘરનૂં બારણુઉં, સ્વર્ગ વિમાન કરિઉં પારણુઉં
માંડી આરીસાની ઓલિ, તલીયા તોરણ પેખઇ પોલિ ૪૯

દોરે સંચારી પૂતલી, દિ અબ્ભોખણ નીચી વલી
કે લીલા કે નંખઈ વાય, નારી નિરતિ ન જાણઇ રાય ૫૦

કાચ તણા જે ઢાલ્યા ઢોલ, જાણિ પાણીનાં કલ્લોલ
જે મૂરખ નવિ જાણઇ ભેઉ, ઊતારિ પગ મોજાં તેઉ ૫૧

ચિત્રસાલી છિ ચંગુ ઠામ, ઊપરિ ચંદ્રાવિ ચિત્રાંમ
રાજકુલી છત્રીસઇ લિખી, રા મંદિર જોઇ ચિહૂં પખી ૫૨

ચંદ્રાવતીના ચૌટાનું વર્ણન જુઓ[૧૪] :

"ચોપાસે માંડવિની પોળ, ચૌટાં ચોરાશીની ઓળ
ચૌટા વણ નવ થાએ પીઠ, ચૌટા વણ તે નગર ન દીઠ
ચૌટે કાવ્ય કથારસ કહે, રાના બેટા ચૌટે રહે
ચૌટે સોહે દોશીવટ્ટ, ચૌટે ઘાટઘડા ઘીવટ્ટ ૯૩

ચૌટે ફળ ફોફળ ને શાક, ચૌટે કરે કંદોઈ પાક
ફડીયા સુખડીયાનાં હાટ, ચૌટે દહીં વેચાઈ માટ ૯૪

ચૌટે ઘર સોની સોનાર, મળ્યા મપારા ને મણિયાર
ચૌટે ગાંધી ગૂંઆં કરે, ફોફળિયા તે ફોફળ ભરે ૯૫

ચૌટે સાંથ સકળ મંડાય, ચૌટું જોતાં નહિ છંડાય
નાણાવટી કપાશી ઘણા, હાટ સુગંધી પટવા તણા ૯૬

આમ અસ્ખલિત પ્રવાહ ચાલ્યો જાય છે.

"ચતુર્વિંશતિ જિન સ્તવન," "સેરીસા પાર્શ્વનાથ સ્તવન", "નેમિછંદ" વગેરે કાવ્યો શબ્દલાલિત્યથી ભરેલાં અને છંદોબદ્ધ કાવ્ય છે. 'વિમલપ્રબંધ,'

---

૧૪. જૂની ભાષા નહીં સમજનારને માટે આ ઉતારો એ ભાષાનું રૂપાન્તર કરીને અહીં લીધો છે.

દસ મસવાડા દોહિલુ ધરિઉ, જણઉ પુત્ર નિ પોઢઉ કરિઉ ૧૮
જણુ જોઈ નિ જોગિણિ ગાઇ, ધવલ દેઇ ધૂતારી જાઇ
દેઉ ટોપરાં લાડુ ઘૃત, બોલિ મધુરાં વચન અમૃત ૨૦
માત તાત તવ હરખિઇં ભરિયાં, ધન વેચી ઘર ઠાલાં કરિઆ
જોજ્યો તે બેટાનાં હેજ, માયબાપ બિહુ અલગી શેજ ૨૧
બેટાનાં ધોયાં મલમૂત્ર, જાણિઉં રાખેશિ ઘરસૂત્ર ૨૨
મસ્તકિ ટોપી મટકૂ ઘણી, કરિ કડલી તે ફઈઅર તણી ૨૩
મોટાં માદલીઆં વાંકડી, પાય તણિ માનિ મોજડી
અલજઇઆં આણ્યાં આંગલાં, કાને કનક તણાં વેટલાં ૨૪
પાએ ઘુઘરડી ઘમઘમઈ બાલૂઅડુ, તે આંગણિ રમઇ
સાહામૂં જોઇ કરતી કાંમ, માડી હૈઅડિ ધરતી હાંમ ૨૫
જે વલગઇ આલ્યંધન અડઇ, પ્રેમિઇં પૂરી પાહાનુ ચડઇ
ધુંસટ કરિ ધવારિ માઇ, પાલણિડ પુઢાડિ જાઇ ૨૬
કરઇ કામ હાલરડાં ગાઇ, માતા હૈઅડિ હર્ષ ન માઇ

આ વર્ણનમાં અને વત્સલરસની જમાવટમાં નથી કવિએ કોઈનું અનુકરણ કર્યું કે નથી કોઈનો આધાર લીધો. કવિની રચના કેવળ સ્વતંત્ર છે. આ પછી નિશાળગરણાનું વર્ણન આવે છે. પુત્રને ભણાવીને નામુંઠામું શીખવવા વેપારીની દુકાને મૂક્યો પછી:—

"પરણાવિઉ જવ પોઢુ થયુ, આનૂંપોતૂં ખરચી રહિઉ ૩૮
રાતદિવસ તે પર હુંશીઉ, સોનાને ફૂલે પોશીઉ
એણી પરિ કીધી ઘરફેડિ, બેટઈનિ મેડીઉ નીમેડિ ૪૦
આજ અહ્મારૂં વડપણ ઇશૂં, બેટઉ એ તે બોલિઉં કિશઉં ૪૧

મહામહા કષ્ટે ઉછેર્યો, ઘર ખાલી કરીને ભણાવ્યો, પરણાવ્યો તે દીકરે માબાપના કર ભાંગ્યા ત્યારે જુદો રહ્યો.

સામાન્ય લોકની સ્થિતિ જુઓ:—

સાઠિ વરસના ડોસા જેહ, તરણી કન્યા પરણઇ તેહ
ક્ષત્રિ બેસિઇં વાલઇ ગાઇ, મ્લેચ્છ વલી મૂંકાવા જાઇ ૪૪
ન ગણઇ ઘર માંહી કુણ પાત્ર, નારિ ઊજાઇ જોવા જાત્ર[૧૬] ૪૫
ગુરુ સૂધા નવિ દિઇ ઉપદેસ, ચેલા આણઇ ગુરુ શૂં ખેસ
જોગી જોગિણિ નકટાં થાઇ, જોઉ કલિયુગ તણઉ પસાઇ ૪૬
થાપિણિ આપિ હાથોહાથિ, નવિ આપિ જુ આવિ બાથી
પર શૂં પ્રેમ કરઇ અતિ ઘણાં, બાંધવ સાથિ ખરાં રૂસણાં ૪૯
ચઉવટીયા થાપિ અન્યાય, લીઇ લાંચ હરખઇ મન માંહિ ૫૧
છિ દરશણ તે છાંદા કરઇ, જાણઇ પાત્ર અમ્હારાં ભરઇ
ઉત્તમ નમઇ નીચને પાય, વરતઇ વરસ વીસ સુ આય ૫૩
ફાંદઇ પાડઇ ભોલા લોક, ધૂતારા ધૂતારિ ફોક ૫૪
ન ટલિ ગુર ન ટલિ દેવથી, ખાઇં ગરથ ચડે જે હથી ૫૫
રાય રાણા તે રૂંધ્યા ખલે, ક્ષત્રી નાહાસિ દીઠે દલે ૫૬

પેલી લુંકાની વાત પણ કવિને વીસારે પડતી નથી :—

કલિયુગિ કુલમારગ છાંડીયા, શ્રાવકિ નવલા મત માંડીઆ
કોઇ નાવઇ દેહરે પોસાલિ, મુનિવર દેખી બોલઇ ગાલિ ૬૪
કલિભાવ કવીશ્વરિ કહ્યા, તે શ્રાવક ગુરુ સાહામા થયા ૬૫
શ્રાવકની ધુરિ થોડી ન્યાતિ, કલિયુગ માંહિ પડી ઘણ ભાંતિ
તે વિહિચણિ આવ્યા જૂજૂઆ, ગણધર ગચ્છ ચુરાશી હૂઆ ૬૬

કવિ કલિયુગના આવા અનેક અનર્થ બતાવ્યા પછી કલિયુગના ગુણ બતાવે છે, એ વર્ણન પૂરું કર્યા પછી વનરાજે પાટણ વસાવ્યાની વાત આવે છે. એ પછી વિમળ સંબંધીની વાત શરૂ થાય છે. વિમળની વાતમાં પણ સ્ત્રીપુરૂષનાં સામુદ્રિક લક્ષણ વિસ્તારથી વર્ણવે છે. શુકન-અપશુકન રાગરાગણી, ભાષા, પુરુષની

૧૬. ભવાઈ જોવા દોડે.

'નેમિછંદ', વગેરે કાવ્યોમાં કવિ સરસ્વતીની સ્તુતિ કરે છે. તે પછી સરસ્વતી કવિને કહે છે:

"તૂઠી મા સરસતિ બુલ્લઇ
સુરનર કિંનર રાજિ વખાણી, તે તુઝ દીધી અવિરલ વાણી" ૬

ખરેખર સરસ્વતી પ્રસન્ન હોય એમ શબ્દસંકલના તો કવિને સહજસાધ્ય છે. ગમે તે વસ્તુ કવિના હાથમાં આવે, જરા પણ કૃત્રિમતા વગર તે પદ્યમાં ગોઠવાઈ જાય છે. "ખિમ ઋષિનો રાસ" આનો નમૂનો છે. ખિમ ઋષિ તપ કરવા માટે આકરામાં આકરાં પણ (અભિગ્રહ) લેતા હતા.

**ખીર ખીચ નઈ ખાજાં ખાંડ, ખીચલડી વિહરાવઇ માંડ**
**પંચ ખકારે ચઉસહિસ, પહુતી પારણા રષિ જગીસ ૧૨૭**
**ખસ ખસ ખીચ ખાંડ ખડહડી, ખારિક ખરવડી ખીચડી**
**ખયનરોગીઉ જઉ મઝ દેઈ, તુ ખિમ રસિ પારણૂં કરેઈ**

આ પ્રમાણે એક જ અક્ષરના શબ્દોને કવિએ સરળપણે[15] સાંકળ્યા છે. છતાં તેમાં જરાએ કૃત્રિમતા જણાતી નથી.

"રાવણમંદોદરી સંવાદ" એ એક નાનું કાવ્ય છે. છતાં તે ઘણું રસભર્યું સચોટ કાવ્ય છે.

'વિમલપ્રબંધ' એ કવિની સારામાં સારી કૃતિ છે. એનું વસ્તુ પણ કવિનું સ્વતંત્ર છે. જૂનો ભંગાર ગાળીને નવી રચના કરવાની નહોતી, તેમ બીજાએ ઘડેલો નમૂનો જોઈને ઘાટે ઘાટ ઉતારવાનું પણ નહોતું. વિમળના ચરિત્રની મૂળ વસ્તુ બહુ અલ્પ હતી અને તે પણ મોટે ભાગે દંતકથા રૂપ હતી. આવી વસ્તુ ઉપરથી એક સારો ગ્રંથ રચવા માટે કવિને પોતાનું બુદ્ધિચાતુર્ય ખર્ચવું

૧૫. "ઇંદ્રિયગીત" નામનું એક નાનું સરખું ગીત છે, પણ તે કેવું સચોટ છે તે જુઓ:

"તે ગિરુઆ, ભાઇ તે ગિરુઆ, જે વિષય ન સેવઇ વિરુઆ રે
નાગ નચિંત વસઇ પાયાલિ, મહુયરના સર માહિ રે;
તુ કડકરી માંહિ બંધાણો, વહિતો દીઠો વાટિ રે. તે ગિરુઆ ભાઇ૦

પડ્યું છે. એણે પ્રથમ શ્રીમાળ અને શ્રીમાળીઓની ઉત્પત્તિનો પૌરાણિક પ્રસંગ લીધો. પછી પોરવાડ અને ઓશવાળોની ઉત્પત્તિ બતાવી, એમાંથી આગળ વધીને પછી અઢાર વર્ણના ભેદ બતાવ્યા, પછી ચાર યુગનાં નામ દઈને કળિયુગ ઉપર ઊતરી પડયા. કવિનું કવિત્વ જોવાને આ એક જ ખંડ પૂરતો થઈ પડે. વર્ણન કરવાની, રસ જમાવવાની અને એક પ્રસંગને બીજા પ્રસંગ સાથે મેળવી દેવાની કવિની ચતુરાઈ અહીં દીસી આવે છે. કળિયુગની લોકસ્થિતિનું વર્ણન કરતાં કવિ કહે છે—

**નિત્ય ધર્મ તપ સર્વે ગયૂં, તપ કરવૂં તે કપટે થયૂં**
**રાજા મનિ વંકડા અપાર, બ્રાહ્મણ હાથિ લીઈ હથીયાર ૪**
**લોક ઘણા તે લંપટ થયા, ધરિ આચાર હતા તે ગયા ૫**
**સંત સીદાઈ સવિહૂં પરે, ખાજઈ પીજઈ દુર્જન ઘરે**
**કરઈ કર્મ કેતલાં કઠોર, લૂસઈ પ્રથ્વી પિસઈ ચોર ૬**
**પુત્ર પિતા ન કરઇ વિસાસ, ધણી થઈનિ બિસિ ઘરદાસ**

સ્રીઓ કેવી ઉચ્છૃંખલ થઈ છે, તે વિષે એ કહે છે:—

**ઘરકઈ તરકઈ માંડઇ વેઢિ, મોટા ઘરની આણી ઢેઢિ**
**કુકંચિ ન કરિ ઘરનૂં કાજ, સસરા તણઇ ન આણઇ લાજ ૮**
**ક્ષણિ પઈસઈ પરણ્યાનિ કાનિ, હાલી કહિઉ અમ્હારું માનિ ૯**
**રલં તૂંહ નિતે ઘર ભરઇ, તે ખાઇ સહૂ ટાલૂં કરઈ ૧૦**
**માય બાપથી થાઉ જૂઆ, ધન મેલી નિ ભરીઇ કૂઆ ૧૧**
**રાતિ દિવસ રલશૂં ઘર ભણી, કિશી વાત માવિત્રહ તણી**
**રાઇ પીઇ મઝ પીહર તણાં, આણી ઘર ભરેસૂં ઘણાં ૧૨**
**ડોટી ઝોટી માંનિ માત, મુઝ પીહરની મોટી વાત**

વહુનું માનીને છોકરો જુદો રહ્યો. માબાપ રખડતાં રહ્યાં. છોકરાંને ઉછેરતાં માબાપે શાં શાં દુ:ખ વેઠયાં હતાં, તે કવિ કહે છે:—

દેવદેવાડે માંન્યા ભોગ, માયતાય મિલયા સંયોગ
પુત્ર તણઉ આવિઉ આધાંન, છઠ્ઠઇ માસિ કરિઉં પકવાંન ૧૭

૭૨ કલા, સ્ત્રીની ૬૪ કલા, આમ અનેક અસંબદ્ધ વિષયોનો સંગ્રહ કરીને કવિએ 'વિમલપ્રબંધ' બાંધ્યો છે.

આ વિષયો એ સમયના લોકોના આવશ્યક વિષય હતા. એ કાળના ચતુર માણસે આ બધી વિદ્યાઓ જાણવી જરૂરની લેખાતી. પ્રસંગ ઉપજાવીને કવિએ લોકોને ભાવતી વાનગી પીરસી. કવિએ એ વિષયોને એવા સરળ અને સરસ કરીને ગૂંથ્યા છે કે તે વધારે પડતા છે, એમ કોઈને લાગે નહીં. 'વિમળપ્રબંધ'ને "નવ રસ નવ ખંડ" કાવ્ય કરવાની કવિની પ્રતિજ્ઞા છે. એ પ્રતિજ્ઞા કેટલે અંશે પૂર્ણ થઈ છે તે જોવા ઇચ્છનારે વિમલપ્રબંધ જોવો.

લાવણ્યસમયની કવિ તરીકેની કિંમત કેટલી છે તે એના સમયના લોકો અને કવિઓને મોઢે ગવાતું, એથી જણાય છે. એની હયાતી પછી ૮૦—૯૦ વર્ષે થયેલા ખંભાતના કવિ ઋષભદાસે કહ્યું છે:—

**આગિ જે મોટા કવિરાય, તાસ ચરણરજ ઋષભરાય**
**લાવણ્ય, લીંબો, ખીમો ખરો, સકલ કવિની કીરતિ કરો**
**હંસરાજ, વાછો, દેપાલ, માલ, હેમની બુદ્ધિ વિશાલ**
**સાધુહંસ, સમરો, સુરચંદ, શીતલ વચન જિમ સાકરચંદ**

સં. ૧૬૭૦માં રચેલા એમના કાવ્યમાં સારામાં સારા જૈન કવિઓને ગણાવેલા છે, તેમાં આપણા કવિનું નામ પહેલું છે.

બીજું પ્રમાણ: સંવત ૧૫૬૮માં 'વિમલપ્રબંધ' ગુજરાતીમાં રચાયો, એ પછી દશ વર્ષે સં. ૧૫૭૮માં સૌભાગ્યનંદીસૂરિ એમના સામા પક્ષના ગચ્છપતિ હતા, તેમણે તેનું સંસ્કૃતમાં ભાષાન્તર કર્યું છે. એ ગ્રન્થનું નામ પણ 'વિમલપ્રબંધ' જ આપ્યું છે. દશ વર્ષમાં જ આ ગ્રંથ કેટલો લોકપ્રિય થઈ પડ્યો તેનું આ પ્રમાણ.

ત્રીજું પ્રમાણ: કવિના કાળ પછી ૭૦—૮૦ વરસે જ્યારે કવિના કાળની ભાષા નવું રૂપ પામી ગઈ હતી અને જૂનાં બધાં કાવ્યો દુર્બોધ માનીને તેનાં વસ્તુની ફરી રચનાઓ થવા લાગી હતી તે વખતે કોઈ એક ગૃહસ્થે કોઈ સારામાં

સારા લેખક પાસે લખાવીને વિમલપ્રબંધની સંખ્યાબંધ નકલો કરાવી છે અને તેને તે વખતે વિદ્યમાન હતા તે બધા ભંડારોમાં મોકલી આપી છે. આ પ્રતિઓ અત્યાર સુધી સચવાઈ રહી છે. અત્યારે આપણે જુદા જુદા ભંડારો જોઈએ તો તેમાં વિમળપ્રબંધની એકાદ પ્રતિ અવશ્ય હોવાની જ. આ એના મહત્ત્વનું ત્રીજું પ્રમાણ.

ચોથું પ્રમાણ : અઢારમા શતકમાં વિમળના શ્લોકો રચાયા છે. જૈનોમાં વર પરણવા માંડવે આવે તે વખતે આવા શલોકા ગાવાનો રિવાજ છે. જૈન સિવાયના લોકોમાં પણ એ પ્રસંગે શલોકા બોલાય છે. વિમળના શલોકા એ વિમળપ્રબંધનું ટુંકું રૂપાન્તર છે.

પાંચમું પ્રમાણ : સંવત ૧૯૦૦માં કોઈ સાધુએ 'વિમલચરિત્ર' એ નામનું કાવ્ય બનાવ્યું છે. તે મોટે ભાગે લાવણ્યસમયના વિમલપ્રબંધની નકલ જ છે. કેટલાક ઉતારા તો આખા ને આખા મૂળમાં છે, તે જ ઉતારી લીધા છે.

છઠું પ્રમાણ : સં. ૧૬૩૭ માં રચાયેલા રૂપસુંદરના ગ્રંથમાં વિમલપ્રબંધના ઘણા પ્રસંગોનું રૂપાન્તર કરી લીધું છે.

સાતમું પ્રમાણ : બીજા ઘણા કવિઓનાં કાવ્યોમાં કવિની પ્રકૃતિની છાયા જણાય છે.

આ બધાં પ્રમાણો ઉપરથી નિ:સંશય એટલું કહી શકાય કે કવિ લાવણ્યસમય પ્રતિભાશાળી કવિ હતો અને તેનો રચેલો વિમલપ્રબંધ સૌથી વધારે લોકપ્રિય થયો છે. કવિના કાળે જૈનોમાં અને વેદધર્મીઓમાં ઘણા કવિ થઈ ગયા છે. ઘણું ખરું બંનેના ચોકા જુદા જુદા, એટલે કોઈ પણ કવિની તુલના કરવી હોય તો તે તેના પોતાના સમૂહના કવિઓ સાથે કરવી જોઈએ. બ્રાહ્મણની તુલના જૈન સાથે કરવી નકામી છે, ને જૈનોની તુલના બ્રાહ્મણની સાથે કરવી નકામી છે. લાવણ્યસમય એના સમયના જૈન કવિઓમાં પહેલી પંકિતનો કવિ છે. એના સમયે એના જેવા જ પ્રભાવશાળી બીજા કવિઓ પણ થયા છે. એટલે લાવણ્યસમય સર્વોત્તમ કવિ હતો એમ કહેતાં ખંચકાવું પડે છે. પરંતુ તે પ્રભાવશાળી અને ઉત્તમ કવિ હતો, એમ કહેવામાં જરાયે અતિશયોકિત થવા જેવું નથી.

લાવણ્યસમયની ઉત્તમતા શાને લીધે છે? એ પ્રશ્નનો જવાબ એટલો જ છે કે એનામાં પદ્ય રચવાની કળા અત્યુત્તમ છે, અને એની રસ જમાવવાની શકિત પણ ઊંચા પ્રકારની છે. પદ્યરચનામાં આપણે પાછળ જોયું છે કે ગમે તેવા દુર્ઘટ પ્રસંગોને પણ તે એવી સરળ રીતે ગૂંથી દે છે કે જાણે દરેક વાકય કોઈ બીબામાં છપાઈને નીકળ્યું હોય એમ લાગે છે. રસ જમાવવામાં નીરસમાં નીરસ વિષયોને પણ એ રસભર્યા કરીને વર્ણવે છે. આ બે ગુણોને લીધે તે પ્રભાવશાળી થયો. એ પોતે વિદ્વાન હતો, સંસ્કૃત પ્રાકૃતનું તેને ઘણું સારું જ્ઞાન હતું અને એની ભાવનાઓ ઉત્તમ હતી. "ભાવ ભલેરા" પ્રકટ કરવાની એને હોંશ હતી. એટલે કવિ થવાની યોગ્યતા એનામાં હતી. એ યોગ્યતા સારું પરિણામ પામી છે, એ એનાં કાવ્યો ઉપરથી આપણે જોઈ શકીએ છીએ.

## લાવણ્યસમયનું સ્થાન

**"કવિત કવિત કહી સહૂ વખાણઈ, કવિત તણા પુણ ભાવ ન જાણઈ**
**સોઈ કવિત જિણ દુસમન દમઈ, કોવિદજન મનિ લાગૂં ઘૂમઈ ૯**
**દેખી ચંદ ચકોરા હરખઇ, વસ્તુ વિશેષિઈં પારખિ પરિખઇં**
**કરિશું કવિત જુ ચતુર ન ચાહઈ, સોઈ કવિત કહીઈ સ્યા માહિ ૧૦**
**કરિસુ કવિત તિ રૂડું હોસિઇ, રસિ લીણા કોવિદજન જોસિઈ**

('રંગરત્નાકર છંદ')

કવિના આ કથનમાં ગર્વ કે આત્મશ્લાઘા જણાતી હોય તો પણ તે અકારણ કહેવાય એમ નથી. કવિઓનો રાફડો ફાટે અને કવિતાને નામે ઉપદ્રવી જીવાત ઊભરાઈ જતી જણાય, ત્યારે શિષ્ટમાં શિષ્ટ મહાજનના મોઢામાંથી પણ આવાં જ વાક્ય અનાયાસે નીકળી જાય છે. લાવણ્યસમય એના સમયનો એક શિષ્ટ કવિ હતો. તે સહસા કોઈને ઉતારી પાડવા જેવું કંઈ કહે એવો નથી. પણ જ્યારે એક પછી એક ઘૂંટડા ઉતારતાં ઉતારતાં પેટ ભરાઈ જાય અને છેવટે એ વસ્તુ ગળા સુધી આવી જાય, ત્યારે ઇચ્છા નહીં છતાંયે તે બહાર નીકળી જાય છે.

કવિના કાળે ગુજરાતી ભાષા ઘડાઈને નિશ્ચિત સ્વરૂપ પામી હતી. સં. ૧૫૦૦ની લગભગમાં સોમસુંદરસૂરિએ સૂત્રગ્રન્થો ઉપર બાલાવબોધ રચવા

માંડયા. તે પછી ઘણા ગ્રન્થોનાં ગદ્ય રચાઈ ગયાં હતાં. એ બધા ગ્રન્થોની ભાષા નિશ્ચિત બંધારણવાળી, અને તદ્દન શુદ્ધ છે. આ કાળે સંસ્કૃતપ્રાકૃત ગ્રન્થોને લોકભાષામાં ઉતારી લેવાનો સમાજનો નિશ્ચય થઈ ગયો હતો ને ઘણા વિદ્વાનો, ઘણા કવિઓ એ કામ પાછળ લાગી ગયા હતા. ઘણા જૈનકવિઓએ જૈનકથાઓના રાસ રચવા માંડયા હતા. અને કવિ થવાની હોંસમાં આમથી તેમથી ભેગું કરીને પણ પોતાને કવિ તરીકે ઓળખાવનાર પણ ઘણા હતા. ખરો કવિ કોણ, લેભાગુ કવિ કોણ, એનો ભેદ નહીં સમજનાર લોકો "ફલાણો પણ કવિ છે, ફલાણાએ પણ રાસ રચ્યો છે." આવું કહે તે વખતે એકાદ પ્રસંગ પર કવિના મોંમાંથી આવા શબ્દો નીકળી ગયા વગર રહે નહીં.

આ કવિના કાળે જૈન કવિઓ જેમ સંખ્યાબંધ હતા, તેમ બ્રાહ્મણાદિ વર્ગના કવિઓ પણ કાંઈ ઓછા નહોતા. એ પણ સંસ્કૃત ગ્રન્થો ગુજરાતીમાં ઉતારી લેવાના કામમાં અખંડ લાગી રહ્યા હતા. આ ઉપરથી આપણે જોઈ શકીએ છીએ કે એ જમાનાના લોકોને શું જોઈતું હતું, તેમ એ કાળના કવિઓ કયે માર્ગે વળી ગયા હતા.

કવિના સમયની સ્થિતિ અને એ કાળના કવિઓનું વલણ જોતાં એને અંગે એક બીજી વાત પણ ધ્યાનમાં રાખવા જેવી છે. આગળ રજપૂત રાજ્યકાળે જ્યારે વિદ્વાનો એમ સમજતા હતા કે, ગ્રંથરચના તો સંસ્કૃતમાં જ થાય; લોકભાષા તો વહેવારની વાતો પૂરતી જ કામની, તે કાળે લોકોમાં કવિ તરીકે જાણીતા તે ભાટ, ચારણ વગેરે માગણ લોક હતા. એ લોકો રાજાઓ અને શ્રીમંતોનાં યશોગાન લોકભાષામાં ગાતા, અને તેઓ તેમને સંતુષ્ટ કરવાને યથેચ્છ દાન આપતા. આ કાળથી જ "કવિ એટલે માગણ" એવી લોકોની માન્યતા બંધાઈ ગઈ હતી. માગણો યજમાનને રીઝવવાને માટે તે જેથી ફુલાય તેવાં કવિત કરતા. ઘણા કવિઓએ પોતાની આ સ્થિતિ માટે પશ્ચાતાપ જાહેર કર્યો છે. સુમને દાતાર કહેવો પડે, ઘાતકીને પ્રતિપાળ કહેવો પડે કે કાયરને શૂરો કહેવો પડે, એ સ્થિતિ દુ:ખભરી છે, એવું તેઓ પોતે કહેતા, પણ તેમ કર્યા વગર તેમનો છુટકારો નહોતો. રજપૂત રાજ્યની પડતી સાથે સંસ્કૃત

ભાષાની પણ પડતી થઈ; અને લોકોની ધર્મરુચિને પોષવા સંસ્કૃત ગ્રંથોનાં ગુજરાતીમાં ભાષાન્તર કરવાની જરુર પડી. આ સમયથી માગણ કવિઓમાં ગ્રંથકાર કવિઓ પણ ભળ્યા. આપણા કવિ ગ્રંથકાર કવિ હતા. તેમને દ્રવ્ય તો શિવનિર્માલ્ય તુલ્ય હતું. પરંતુ માનની અભિલાષા સર્વને હોય. એથી માન આપે એવા પુરુષો સંબંધી સાચું જૂઠુ ગાવું પડે. કવિ લાવણ્યસમય એ લોભથી પણ અલિપ્ત રહ્યા છે. તે કહે છે:—

**સરસ કથન નહીં આલિ કવઈ**[૧૭]

આથી કવિ તરીકેની એમની પ્રતિષ્ઠામાં વધારો થાય છે. નિર્મળ સાધુતાથી સાધુ તરીકે એ માન મેળવે છે અને વિદ્વાન તરીકે વિદ્વજ્જનોમાં પુજાય છે. શત્રૂંજ્યની પ્રશસ્તિ એમને હાથે રચાઈ તે એમની સાધુતા, વિદ્વતા તથા પ્રતિષ્ઠાનો સબળ પુરાવો છે. પ્રથમનાં ત્રીશબત્રીશ વર્ષ બાદ કરતાં આખા શતકના એ અનુભવી હતા. આ સર્વ હકીકતો અવલોકતાં આપોઆપ ફલિત થાય છે કે એ કાળના ગુજરાતી સાહિત્યમાં એમનું સ્થાન અચળ છે. પ્રથમ પંક્તિના જૈન કવિઓમાં એમનું સ્થાન ઘણું ઉચ્ચ છે. જૈન કવિઓમાંથી બીજો લાવણ્યસમય હજી સુધી શોધી કાઢવાનો બાકી છે.

*

૧૭. કહ્યાં છે, પણ જુઠું ગાયું નથી.

## ૨૯. નરપતિ[1]

## (સં. ૧૫૧૪)

**આ** કવિએ તેના 'પંચદંડ' માં કડી ૧૧ મીમાં ગુરુવર્ણન કરતાં "ગુરુ જીવન, ગુરુ દેવના, ગુરુ માતા, ગુરુ તાત" એટલો ઈશારો છે. કાવ્યની શરૂઆતમાં તે ગણપતિની સ્તુતિ કરે છે, નરપતિ નામ ઘણું ખરૂં બ્રાહ્મણમાં જ હોય છે. પણ વાર્તામાં જૈનોને ભાવતું વલણ છે. સોપારા નગરમાં વિક્રમાદિત્યે આદીશ્વરની પૂજા કરી. વિક્રમાદિત્યને રાત્રે ભોજન કરવાનું કહેતાં તેણે રાત્રિભોજનનો સખ્ત નિષેધ કર્યો. સોપારાનો પ્રસંગ વાંચતાં સમજાય છે કે તે જૈન કથાઓનો સારો જ્ઞાતા છે. આ બધી વાતની મેળવણી કરતાં એમ અનુમાન થાય છે કે નરપતિ જૈનોની સાથે વસનારો અને જૈનો સાથે ગાઢો સંબંધ ધરાવનારો કવિ છે. '"વિક્રમાદિત્ય ચોપઈ"માં ગણપતિનું મંગલાચરણ કરેલું હોવાથી એ કવિને કેટલાક જૈનેતર હોવાનું કહે છે; પરંતુ એ ખરૂં નથી. કારણ સં. ૧૫૬૨ (?) માં થયેલા કડુઆ કવિએ "લીલાવતી રાસ" માં ગણપતિનું મંગલાચરણ કરેલું છે. (જૈન ગૂ. કવિ, ભાગ ૧ લો, પા. ૧૧૦). તેમ જ સં. ૧૫૬૫ માં થયેલા કવિ ઉદયભાનુએ "વિક્રમસેન રાસ" માં સરસ્વતી તેમજ ગણપતિનું મંગલાચરણ કરેલું છે. ઉપરાંત સં. ૧૫૬૦માં થયેલા સિંહકુશલ કવિએ પણ આ નરપતિના ગ્રંથનો આધાર લીધેલો છે. એટલે નરપતિ જૈન કવિ છે, એ સિદ્ધ છે.' (મો. દ. દેસાઈ).

કવિ નરપતિએ સં. ૧૫૪૫ માં 'નંદબત્રીશી' રચી છે.[2] એમાં પણ ગણપતિનું મંગલાચરણ છે. 'સ્નેહપરિક્રમ' અને નિઃસ્નેહપરિક્રમ' એ બે સંભવતઃ આ જ નરપતિની લઘુ રચનાઓ છે.[3]

---

૧. જુઓ. જૈ. ગૂ. ક., ૧, પૃ. ૮૮-૮૯; ૨૯૧; તથા શં. છ. રાવળ સંપાદિત નરપતિકૃત 'પંચદંડની વાર્તા.' ઉપરાંત છેલ્લી પાદટિપ્પણી જુઓ.

૨. જૈ. ગૂ. ક. ૧, ૮૮-૮૯; ૩, ૫૧૪.

૩. જૈ. ગૂ. ક., ૩, પૃ. ૫૧૪-૫૧૮; સમ્મેલન-પત્રિકા, ૪૬, ૪, પૃ. ૫૫-૬૦.

નરપતિની કવિ તરીકેની યોગ્યતાનો વિચાર કરતાં એટલું જ પૂરતું છે કે નરપતિની હયાતીના સમયમાં અને એની આગળના સમયમાં પણ અનેક જૈન કવિઓએ પંચદંડની તથા વિક્રમચરિત્રની વાર્તાઓ લખી છે, અને એની પછીના કાળે પણ બ્રાહ્મણ અને જૈન અનેક કવિઓએ વિક્રમચરિત્ર વર્ણવ્યું છે, પણ અત્યારના જૈનભંડારો જોઈએ છીએ તો દરેક ભંડારમાં નરપતિના કાવ્યને સ્થાન મળ્યું છે. જૈનોનો જૈન કવિ તરફ પક્ષપાત હોય એ સ્વાભાવિક છે; લાવણ્યસમયે કહ્યું છે કે :—

**સવિકહિ નવનવ વયણરસ, તિહિં આપ્યાં આભર્ણ**
**કવિજન બિહા કેલવઇ, તેહ જ જિ તેતા વર્ણ. ૧૮**

('વિમલપ્રબંધ')

કાવ્યના વસ્તુરૂપ સોનું એનું એ, પણ જુદા જુદા કવિઓ પોતાની બુદ્ધિચાતુર્યથી તેને કેળવીને નવનવા ઘાટ ઘડે છે. દરેકની કલા "વયણરસ" નિરાલો. નરપતિના વિક્રમચરિત્ર ઉપરથી આ ભેદ સારી રીતે સમજી શકાય છે. એના સમયના કવિઓમાં એનું સ્થાન ઉંચા પ્રકારનું છે. કવિ કહે છે તેમ,

**ભાવ ભાવ રસ વિરસતા, તેહના મર્મ જાણઇ દેવતા.[૪] ૮૨૯**

કવિની વાણી પ્રાસાદિક છે. વર્ણનો તાદશ ચિતાર રજૂ કરે તેવાં રસભર્યાં છે. રૌદ્રરસ વર્ણવવામાં તો કવિ એક્કો છે. બીજા કોઈ કાવ્યમાં ભાગ્યે જ હોય છે તેવું રૌદ્ર રસનું વર્ણન આ કાવ્યમાં છે. કવિના કાળે જે સ્થિતિ વધતેઓછે અંશે વિદ્યમાન હતી તે અને વિશેષે કરીને માળવામાં જે દુરાચારો વ્યાપક હતા તે વામમાર્ગીઓની ભ્રષ્ટ અને ક્રૂર સાધનાઓ, મલિન ઉપાસનાઓ, બલિદાનને નામે પશુઓનો અને મનુષ્યનો વધ, મનુષ્યમાંસ ખાવાની લાલસાવાળી યોગિનીઓ આ બધું આ કાવ્યમાં સારી રીતે સંગ્રહાયું છે.

---

૪. દૈવગુણોવાળા જ્ઞાતા હોય તે જ કાવ્યનો મર્મ જાણે છે.

કાવ્યનો આરંભ આ પ્રમાણે છે :—

લંબોદર તુઝ વિનવૂં, સુંડાલા સમરથ
સિધિબુધિવર ચલણે નમૂ, સીઝવિજે સવિ અરથ ૧
એકદંતઉ દાલિદ્ર હરઇ, સમર્યા નઉ દાતાર
લાડૂ પંચ પ્રવેસીઇ, આપઇં અખય[1] ભંડાર ૩
દૂંદાલા દાયક કરે, ઘૂઘર ઘમકઇ પાય
સાઠલ[2], સારથ[3] હોઇજે[4], ગાઉં અવંતીરાઇ ૪
બ્રહ્મા બેટી વીનવૂં, સારદ કરઉ પસાઉ
હંસવાહનિ હરખિ થિકી, જિહવા વસિજે માઇ ૬
કાસમીપુરિ[5] વાસિની, વિદ્યાતણૂં નિધાન
સેવક કર જોડી કહઇ, આપઉ વિદ્યાદાન ૮
ગુરુ ગંગા, ગુરુ ગોમતી, ગુરુ ગિરુઉ કેદાર
ભલા ભાવારથ જાણીઇ, શ્રી ગુરુનઉ આધાર ૧૨
જે વેધ્યા ગુરુ અખ્યરે, રાતા ચોલ મજીઠ[6]
રિધિસિધિ ગુરુ દાયકહ, તેહનાં વયણ સુમીઠ ૧૩
કવિવાણી વન રૂઅડઉં, સબલૂં અછઇ સંસારિ
કવિ નરપતિ ઇમ ઉચ્ચરઇ, હૂં છોડૂઉં મઝારિ ૧૪
કવિ ઈસ્વર[7] સાચૂં સદા, કવિ ઈસ્વર[8] ઇમ જાણિ
કવિ નરપતિ ઈસ્વર ભણઇ, વસઇ બ્રહ્માની[9] વાણિ ૧૫
જિમ ગોરસ વિલોઇ[10] કરિ, ઘૃત ઈમૃત[11] લેઆંતિ
ગોરસ શાસ્ત્ર વિલોઈ કરિ, કવિ અમૃત ચાખંતિ ૧૭

---

૧ અક્ષય, અખૂટ. ૨ સૂંઢવાળા. ૩ સહાયકર્તા. ૪ હોજે, થજે. ૫ સરસ્વતીનું આદિ વિદ્યાપીઠ કાશ્મીર છે. વેદકાળથી કાશ્મીરમાં સરસ્વતી અને સારસ્વત ગવાતાં આવ્યાં છે, એથી કવિઓ સરસ્વતીને કાશ્મીરવાસિની, કાશ્મીરમુખમંડની વગેરે નામે વર્ણવે છે. ૬ ગુરૂના ઉપદેશથી જેમનાં મન વીંધાયાં છે તે પાકા રંગ જેવા બને છે. ૭ ખરો કવિ પરમેશ્વર છે. ૮ કવિ એ પણ પરમેશ્વર છે, શબ્દસૃષ્ટિનો અધિષ્ઠાતા છે. આ શબ્દો કવિની જ્ઞાતિદર્શક હોવાનો સંભવ છે. ૧૦ વલોવી. ૧૧ અમૃત.

ભાદ્રવ વદિ આરંભીઉં, બીજ અનઈ બુધવાર
સંવત સૈકે પંનરહ[૧૨], દસચિહૂ[૧૩] ચિહૂ[૧૪] અધિકાર ૧૮
કવિતા[૧૫] કહઈ સુરતા[૧૬] સુણઈ, વિગતા[૧૭] કરઈ વિચાર
ત્રિણ્ય પદારથ જઉ મિલઈ, વરતઈ રંગ અપાર ૧૯

ઉજ્જેણીનું વર્ણન બધા કવિઓએ કર્યું છે, બધાં નગરવર્ણનની ચાલતી આવેલી રીતે ગઢ, રસ્તા, હવેલીઓ, પોળો, ગજમહેલ, એનું વર્ણન કરે છે; પણ તેમાં નવીનતા કશી હોતી નથી. શબ્દો માત્ર હેરફેર હોય છે, બાકી વાત જોઈએ તો એની એ. નરપતિ પણ ઉજ્જેણીનું વર્ણન કરે છે, પણ એનું વર્ણન બધાથી જુદું જ છે:—

ઈક કાસી નઈ કાંતિકા[૧૮], અવયંતી[૧૯] સુવિચાર
મારગ ત્રિણ કૈલાસના, ત્રિસૂલ તણઈ આકાર ૨૦
જિહાં ઉતપતિ હરસિધની, મહિમંડન[૨૦] મહાકાલ
કોડ તીરથ કલમલ[૨૧] હરઈ, નીરખ્યૂં મંગલ નાલ ૨૨
સિધવડઈ તિહાં સિધ રહઈ, જિહાં ગંદ્રવું મસાણ
સકતભેદ સકતહ તણઉં, નંદનવનહ પ્રમાણ ૨૩
પૃથવીનાભિ અવંતિકા, મુગતિ ખેત્ર સંસારિ
દખ્ય પ્રજાપતિ રક્ષ રે, કીધઉ જગ્ર મઝારિ ૨૪
નવતેરહી નગરી વસઈ, રાજા વિક્રમાદિત્ય
સહૂકો ભૂખ્યૂં ઉઠનૂં, નવિ ભૂખ્યઉં સૂઅંતિ ૨૮
સાંઝઈ સાદ પડાવતઉ, વાણુવેચૂ પૂછંતિ

* * *

સવિહૂં વર્ણ પાડા જૂજૂઆ, કિહાં ઘરિ વાવિ કિહાં ઘરિ કૂઆ
નીર ભરંઈ નવયૌવન નારિ, સ્વર્ગભુવન બીજૂં સંસારિ ૩૭

૧૨ પંદરસો. ૧૩ ચાર દશ. ૧૪ ઉપર ચાર એટલે ૧૫૪૪. ૧૫ કવિ. ૧૬ શ્રોતા. ૧૭ વક્તા-વિવેચક. ૧૮ સાત મોક્ષદાયક પુરીઓમાંની એક પુરી. ૧૯ ઉજ્જેણી. ૨૦ પૃથ્વીને શોભાવ્યું; મૂળમાં "મહિમંડલ" છે, પણ તે ભૂલ છે. ૨૧ કલિમલ.

પંચદંડની વાત જાણીતી છે. વિક્રમ અને તેનો મંત્રી ચંપાપુરીમાં ચામુંડાના મંદિરમાં વિસામો લેવા ગયા ત્યાં જુએ છે તો :—

**દેખઇ રૌદ્ર અસ્તિ ઘણ પડયાં, એક સરિ વલગાં એક ધડિ જડયાં.**

ક્ષેત્રપાળનું વર્ણન જુઓ :—

**રગત લોચન, હાથ ડમરુ, ઘુઘરી ઘમકાર**
**ડંડ, ખપ્પર, કરઇ કાતી, હુઇ હણહણકાર ૪૫**
**નરમુંડમાલા કંઠિ સોહઇ, અતિહિ દીરઘ દંત**
**કાલીજ સુણહા[22] દોરીઆ, કિલકિલિકાર કરંતિ ૪૬**
**કડકંતિ દંતિ હસંતિ અતિપતિ, મેલ્હંતિ મુખ હૂંકાર**
**બાબરી કેસિ બિલાલ રૂપઇ, વદન અતિ વિસ્તાર ૪૭**
**પાન ફૂલ સુગંધ ચંદન અંગલેપન કીધ**
**ભૂત પ્રેત પિશાચ પૂઠિઇ, અતિહિ મદિરા પીધ ૪૮**
**પટકૂલ પાઉલ પહિરણઇ, કટિ મેખલા ખલકંતિ**
**માલ્હંતિ ખેલંતિ ભણઇ નરપતિ, બૂબૂકાર કરંતિ ૪૯**

કવિના સિદ્ધાન્ત જુઓ :—

**સાહસિ રામિઇ માર્યુ[23] દૈત, સાહસિ રામઇ વાલી સીત[24]**
**સાહસિ સાયર કરિઉ બંધાણ,[25] સાહસ સમઉ ન દીસઇ પરાણ[26]**
**સાહસિ હુઇ નર દેવતા, સાહસિ વીરલઉ કોઇ**
**જે સાહસિ વનિ[27] ખેલસઇ, તેહ નઇ સર્વ સિધ હોઇ ૭૦**

* * *

**જે સૂતા દિણયર ઉગમઇ,[28] તે નિશ્ચય જગિ ભૂલઇ ભમઇ. ૮૦**

---

૨૨ શ્વાન-કૂતરા. ૨૩ માર્યો. દૈત-રાક્ષસ રાવણ ૨૪. સીતા. ૨૫. રામે સમુદ્રપર પાળ બાંધી. ૨૬ બળ-સાહસની બરોબરી કરે એવું બીજું કોઈ બળ નથી. ૨૭ સાહસના વનમાં ખેલશે તેને સર્વ સિદ્ધિ મળશે. વનમાં સાહસ ખેલનાર શિકારીઓને શિકાર મળે છે. ૨૮ દિનકર-સૂર્ય ઊગ્યા છતાં જે સૂઈ રહે તેનું કામ સિદ્ધ થાય નહીં.

વિક્રમ ખંભાતમાં ગયો ત્યાં સર્વ લોકોને ખાવા માટે ગામ બહાર જતા આવતા જોઈને તેને વિચાર થયો કે આમ કેમ હશે? કોઈ જતાઆવતાને તેણે પૂછ્યું, 'આવું આજે જ થયું છે કે હંમેશ આમ ચાલે છે?' લોકે કહ્યું: 'હંમેશ'. કારણ પૂછતાં લોકોએ કહ્યું કે:—

મયંકકલા[૨૯] મંદિર ઝલકંતિ, ધૂંઆડે કાલા હોઅંતિ. ૧૮
આગઇ નગરી દેવહ તણુઇ, પવિત્રપણુઇ રાખઇ તેહ ભણી[૩૦]

'ધૂમાડાથી ઘર કાળાં પડી જાય નહીં તે માટે લોકોને ગામબહાર જઈને ખાઈ આવવાની' વાત હસવું ઉપજાવે તેવી લાગે છે, પણ એને મળતી જ રીત મુંબઈમાં ચાલે છે. ધુમાડાથી મકાન કાળાં પડી જાય નહીં તે માટે ત્યાં મુખ્યત્વે કોલસા અને સ્ટવ—ઘાસલેટથી રસોઈ આદિનાં કામ લેવાય છે. આ સ્થિતિ આપણે પ્રત્યક્ષ જોતા ના હોત તો ઉપરની વાત પાયા વગરની માનીને આપણે હસી કાઢી હોત.

રાજાને પરણવામાં બહુ સુખ હશે એમ કેટલીક સ્ત્રીઓને લાગતું હશે. વિક્રમને પરણેલી દમની ઘાંચણની છોકરી તેની બેનપણીને પોતાનો અનુભવ લખે છે તે જુઓ:—

તું માહરઇ એકજિ બહિનડી, હું પરણિ પણિ પરવસિ પડી
વિક્રમસેનરાઇ કરિ ચડી, હું નિશ્ચય કારાગૃહ[૩૧] પડી ૪૫
વર[૩૨] વન માહે વાસઉ ભલઉ, સિંઘ તણઉ સાથ સોહિલઉ[૩૩]
જે રામા રાજન મુખિ પડી,[૩૪] તેહનઇ જીવત મેલ્હઉ રડી[૩૫] ૪૬
નવિ રાજા કીજઇ ભરતાર, કુંઆરાં રહીઇ સુવિચાર
માઇ બાપ નઇ બંધવ કોઇ, જનમિ ન તેહનઉ દરસણ હોઇ ૪૭

૨૯ ચંદ્રમાના જેવી સોળે કળા વડે. ૩૦ તે માટે. ૩૧ કેદખાનું. ૩૨ ભલું. ૩૩ સારો. ૩૪ રાજાના હાથમાં ગઈ. ૩૫ તેને જીવતાં જ નહાઈ નાંખવી, મરી ગયેલી માની લેવી.

**પરવસિ પડિ નિરંતર રહઈ, પરહથિ ધન જેહવું દહઈ**
**પરઘર ભોજન, પરહથ કાજ, ચિહું વાતે નર મોટી લાજ** ૪૮

વાર્તામાં વચ્ચે વચ્ચે સંબંધ સાંધનારી થોડી લીટીઓ લખી છે. જુઓ :—

## હિવ વાર્તા

રતનપુર નગરની વેશા। ઈમૃતકુંડિકા। નગરની સીમઈ કન્યાનઈ ચે જાઈ બંઈઠી છઈ। એણઈ વાટઈ રાજા વિ માદિત્ય આસવિયઈ। એતલઈ વિદ્યાશારદ સુઅડઉ[૩૬] રતનમંજરીનંઈ લેખ આપી વલતઉ સમાચાર લેઈ અવયંતી પુહતઉ છઈ।। હવઈ મંજરી એહવૂં વિમાસઈ છઈ।।

* * *

રાજા વિક્રમાદિત્ય રતનપુર માહિ સૂખડી[૩૭] લેવાનઈ ગયઉ છઈ। તે રતનમંજરી રાઈની વાટ જોઈ છઈ, રાજા અજી ન પધાર્યા। તે સ્યૂં કારણ છઈ ઈમૃતકુંડિકા[૩૮] વેશ્યા વલતૂં કહઈ છઈ।।

* * *

એહવઈ પ્રસ્તાવિ[૩૯] રતનપુર નગર ઊપરી પરાઠી[૪૦] આવ્યઉ છઈ. રાજા વિક્રમાદિત્ય રત્નસિંઘ રાજાન પ્રતિઈ ઈમ કહઈ છઈ. આપાણુપે સાવધાન થઈ આપાણુઈ થાંનકિ જઈઈ। પરમેશ્વર કરિસઈ તિમ હોસઈ।।

* * *

વલતઉ સમાચાર રાજા જયકર્ણિ કહવરાવિઉ। તે સમાચાર દૂત પુરુષ રાજા રત્નસિંઘ આગલિ કહઈ છઈ।।

રાજા રત્નસિંઘ રાજા જયકર્ણ એ બિન્હ રાજા વિક્રમાદિત્યની પ્રશંસા કરઈ છઈ।।

* * *

૩૬ સૂડો–પોપટ. ૩૭ ખાવાનું, સુખકર ખાવાનું, બધાં પક્વાન્ન સુખડીમાં સમાઈ જતાં અને એને બનાવનારા તે સુખડિયા કહેવાતા. ૩૮ અમૃતનું કુંડું–એવું નામ ધરાવનારી વેશ્યા. ૩૯ પ્રસંગે. ૪૦ પરાયા રાજાનો હુમલો.

ઉતરાર્કિ[41] ધઉલા[42] પલાસનૂં[43] મૂલ કાઢી નઈ પાવડી ઘડાવી, તીણુંઈ પાવડી બઈસી નઈ પાંચઈ જણાં પલઈ પાર પુહતા છિ।।

છેવટે કવિ કહે છે:—

વીર કથારસ જે નર સુણઈ, શ્રવણે સુખ હઈ તેહ તણઈ
ભાવ ભાવ રસ વિરસતા,[44] તેહના મર્મ જાણઈ દેવતા[45]
જેહવૂં મીઠઉ પ્રાકૃત હોઈ, તે સમવડિ[46] નવિ દીસઈ કોઈ ૮૨૯
ગાહા, દૂહા, ચઉપઈ, ગીત, ઉષ્ણકાલિ જિમ વાહલું સીત[47]
કવિતા, વિગતા; સુરતા નામ, જે ડાહા તેહનઈ પરણામ
જઉ જિહવા વસઈ સરસતી, તઉ અખ્યર આણઈ જુગતી ૮૩૧

૮૩૧ ટુંકનો આ ગ્રંથ છે. ઘણુંખરૂં દરેક પ્રાચીન ગ્રંથસંગ્રહમાં આ ગ્રંથની પ્રાચીન પ્રતિ હોય છે. ભાષાનું સ્વરૂપ બદલાયા પછી આ ગ્રંથ દુર્ગમ લાગે, એ સહજ સમજી શકાય એવું છે. શામળની પંચદંડની વાર્તાએ એની જગા પૂરી દીધી, એટલે આ ગ્રંથ વિસ્મૃતિના અંધકારમાં પડી રહ્યો.*

★

૪૧ ઉત્તરાનક્ષત્રના સૂર્ય હોય ત્યારે તેને ઓતરાચિતરા કહે છે, તેમાંનું એક પંદર દહાડા ચાલતું નક્ષત્ર. ૪૨ ધોળા. ૪૩ ખાખરો. ૪૪ રસ વરસે છે એમ અર્થ હોય, અથવા વિરસતા શબ્દ પણ હોય. ૪૫ સુજ્ઞ જન, જ્ઞાતા. ૪૬ સમોવડી, બરોબરી. ૪૭ ઠંડી.

* "નરપતિકૃત 'પંચદંડ'ની એક જૂની હસ્તપ્રત ('બુદ્ધિપ્રકાશ', ઑક્ટો, ૧૯૬૦, પૃ. ૩૪૬-૯) એ લેખમાં શ્રી. સોમાભાઈ પારેખે 'પંચદંડ'ની સં. ૧૬૦૧ની પ્રત વર્ણવી છે, ને રચનાસંવત ૧૫૧૪ ગણ્યો છે."

## ૩૦. વચ્છ

### (સં. ૧૫૪૬ ની આસપાસ)

**આ** કવિનું "મૃગાંકલેખાચરિત્ર" સં. ૧૫૪૬ ના ભાદરવા વદિ ૧૧ ને સોમવારે લખેલું મળ્યું છે. એમાં કવિએ સંવત જણાવ્યો નથી તેમ કવિના કવિના ગુરુ ગચ્છ સંબંધી પણ કશી માહિતી આપી નથી. પ્રાચીન જૈન કવિઓમાં વાચ્છો એ નામીચો કવિ છે એવું ઋષભદાસ કહે છે, પણ તે વાચ્છો કયો તે નક્કી કહી શકાતું નથી. આની પછી અને ઋષભદાસની પહેલાં બીજા બે વાચ્છા થયા છે. એટલે લોકોત્તર વાચ્છો કયો તે નક્કી કહી શકાતું નથી. એનાં વધારે કાવ્યો પણ મળ્યાં નથી. "મૃગાંકલેખારાસ" ૪૦૭ ટુંકનો છે. એમાં સતીના શીલની કથા છે. નમૂનો આ પ્રમાણે છે:—

ગોયમ ગણધર પય પણમેવિ, બહૂ બુદ્ધિ લહેસો
મૃગાંકલેખા સતીય ચરિત, મન બુદ્ધિ કહેસો
સીલસિરોમણિ ગુણનિલુ એ, મનિ માન ન આણઈ
મનસા વાચા કાય કરી, તે સીલ વખાણઈ ૨

અંતે

મૃગાંકલેખા તણઉં ચરિત્ર, સમકિત શીલિઈં કરી પવિત્ર
તેહ થિકઉં કહઉં સત્યાધારિ, અસત્યં તે મિચ્છાદુક્કડ સારિ ૧૧

કાળ અનાદિ જીવ જગિ વસઈ, એ પરિ જીવ ઘણા હૂઈ હસઈ
ઈસિઉ ભાવ જાણી મનિ કરૂં, ત્રિહૂં મનુષ્યનૂં ચરિત્ર વિસ્તરું ૬

ભણઈ ગણઈ નહી, જો સાંભલઈ, ભણઈ વચ્છ તીહ સંકટ ટલઈ
બીજી સતી તણાં જે નામ, તે સવિ નઈ હૂં કરૂં પ્રણામ ૪૦૭



# ૩૧. સંવેગસુંદર

## (સં. ૧૫૪૮)

**આ** કવિ વડતપગચ્છીય ઉપાધ્યાય જયસુંદરનો શિષ્ય છે. એણે "સાર-શીખામણ" ગ્રંથમાં શ્રાવક અને સાધુઓ કેવા આચાર રાખવા જોઈએ, એ બહુ લાગણીભર્યા શબ્દોમાં વર્ણવ્યું છે. એકલા શ્રાવકોને જ નહીં પણ દરેક ધર્મ વાળાને આ "સારશીખામણ" જાણવા તેમ વિચારવા જેવી પણ છે. જુઓ:

શ્રી જીરાઉલા પાસનાહ પ્રભુ કેરા પાય.
હૂં પણમૂં એકચિત્ત થઈ, લહીજી સુ-ગુરુ પસાય[1] ૧

માતા સરસતિ દેવિ કન્હઇં, એક સુવચન માગૂં
જે કવિરાજ આગઇં હૂઆ એ, તેહ ચલણે[2] લાગૂં ૨

જસ[3] કીરતિ અતિ નિરમલી એ, જઈસુંદર જેહ
સંવેગે[4] નિધિ ગુરુ ગણધરુ[5] એ, આરાધૂં તેહ ૪

'સારશિખામણ' તણઉ રાસ, રચિસિઉં રસિ આણી
રયણિ[6] શશિ વિણ, રયણિ શશિ વિણ, દીહ[7] વિણ ભાણ[8]

હયમર[9] વેગવિહીણ જિમ, સાર અરથ વિણ જેમ વખાણહ[10]
માન સરોવર હંસ વિના, સભા જેમ નર વિણા જાણહ

ચારિત્રહીણ જિસિઉ યતિ, લક્ષણ વિણ પુત્ર જેમ
વિણ આચારઇં કુલ તિસિઉં, સુગુરુ પયંપઇ[11] એમ ૧૭

દુન્નિ[12] ધર્મ છઇ ઇણિ જગિ સાર, શ્રાવક ધર્મ નઇં યતિ આચાર
વ્રત બારઇ શ્રાવક નઇં જાણૂં, મુનિવર નઇં દશભેદ વખાણું ૧૮

---

૧ પ્રસાદ-કૃપા. ૨ ચરણે. ૩ જેની. ૪ વૈરાગ્યશીલ. ૫ સમૂહના મુખ્ય. ૬ રાત. ૭ દિવસ. ૮ સૂર્ય. ૯ ઘોડો. ૧૦ વ્યાખ્યાન, કથા. ૧૧ કહે. ૧૨ બે.

પહિલઇ વ્રતિ જીવદયા પાલીજઇ, મનુષ્યજનમ તણુઉ ફલ લીજઇં
વેદ સિદ્ધાન્ત દયા પાલીજઇ, દયા સમુ કુણ ધર્મ કહીજઇ ૧૯

જુ વેલૂનૂં[13] વાણુ[14] વણાઈ, દયા વિહૂણું તુ ધર્મ થાઈ
ઝાંઝૂઆનઇં જલિ જુ ત્રસ છીપઈ, દયાવિહૂણુ તુ ધર્મ જીપઈ ૨૦

* * *

ઘૃતઆહુતિ જુ અગનિ ઉલ્હાઇ, દયા પાખઇં જગિ તુ ધર્મ્મ થાઈ
જિમ અણુબોલઇં વિણુસઇ વ્યાજ,[15] જિમ કુઠાકરિ[16] વિણુસઈ રાજ
જિમ વિણુસઇં સીંદૂરઇં સાદ, જિમ પીંપલિ[17] વિણુસઈ પ્રાસાદ[18]
વિણુસઇ કરસણ જિમ વિણુ મેહ, દૂરિ ગયાં જિમ વિણુસઇ નેહ
ખયનિ રોગિ[19] જિમ વિણુસઈ ગાત્ર,[20] પંડિત વિણુ જિમ
વિણુસઈ છાત્ર[21]

* * *

વિદ્યા વિણુસઈ જિમ અગણુંતી,[22] જિમ વિણુસઇ નારી બહૂ ભમંતી
પાપઈ વિણુસઇ જિમ શુભ કર્મ્મ, દયાહીણુ તિમ વિણુસઇ ધર્મ્મ ૩૨

* * *

સિઉ તપ સિઉ જપ તેહનું એ, એ જીવનઇં મારઇ
ભણિઉ ગણિઉ તેહ ફોક સહૂ, જીવ જે ન ઊગારઇ ૩૬
આપ હીંડઇ પરવા નહીં એ, પરજીવ સંહારઇ
પુણ્ય કરી તે બાપડુ એ, કહુ કિમ પિંડ તારઇ ૩૭

* * *

૧૩ રેતી. ૧૪ દોરડું. ૧૫ વ્યાજખીપણું-ખરી વાત. ૧૬ નઠારા રાજાએ. ૧૭ પીપળાના ઝાડથી. ૧૮ મકાન. ૧૯ ક્ષયરોગ. ૨૦ અંગ. ૨૧ નિશાળીઆ. ૨૨ પાઠે કર્યા વગર.

પશુઅ અવાચિક બાપડાં એ, ગાઢઈ બાંધિ[23] મ બાંધઉ
ગાઢઉ ધાય[24] મ મૂંકસિઉ એ, તુમ્હે જુ તત્વ જ સાધઉ ૫૦
હણતાં ચોર ન જોઈઇ એ, નવિ ધરીઈ રોસ
સરિખુ પ્રાણી તેહનુ એ, એવડુ સિઉ સોસ ૫૧

"હણતાં ચોર ન જોઇઇ" એ વાક્ય જેમ આ રાસમાં છે, તેમ બીજા ઘણા રાસોમાં ચોરને મારી નાંખવાની વાત આવે છે. એ ઉપરથી સમજાય છે કે એ કાળે ચોરોને દેહાન્ત દંડ દેવામાં આવતો હશે.



૨૩ તાણી બાંધવાં. ૨૪ નિર્દયપણે મારવાં.

# ૩૨. જનાર્દન
## (સં. ૧૫૪૮)

ગુજરાતનાં ઘણાં લોકપ્રિય કાવ્યોનો આદિકર્તા આ કવિ જંબુસરનો શ્રીગૌડ બ્રાહ્મણ છે. એનું રચેલું "ઓખાહરણ,"[૧] એની પાછળના અનેક કવિઓએ અનેક રૂપે ગાયું છે, પણ પાછળથી રચાયેલાં સર્વ ઓખાહરણોને આ ઓખાહરણ માર્ગદર્શક થયું. પ્રેમાનંદનું 'ઓખાહરણ' જોયા પછી બીજાં ઓખાહરણ વાંચનારને તે ફિક્કાં લાગે એમાં નવાઈ નથી, પણ પ્રેમાનંદે આગળનાં ઓખાહરણો જોઈને પોતાનું સૌથી સારૂં કર્યું હોવું ઘટે છે. પરંતુ આ કવિને એવો કશો આધાર હતો નહીં એમ લાગતાં, અને એ દૃષ્ટિએ જોતાં તેની આ કૃતિનું મહત્ત્વ સમજાયા વગર નહીં રહે.

નમૂનો જોવાથી એનું સ્વરૂપ સમજાશે :—

**શ્રી શિવનંદન બ્રહ્મસૂતાનાં, ચરણકમલને ધ્યાઉં**
**શ્રી ગુરુ સીતાપતિને સમરી, શ્રીહરિના ગુણ ગાઉં ૧**
**કૃષ્ણકથા વિણ જે સાંભલવું, કૃષ્ણકથા વિણ ગાવું**
**નિરમલ ગંગાનીર ત્યજીને, કાદવ માંહિ નાહાવું ૨**

* * *

**ભવાનીશંકર ને લક્ષ્મીશંકર, અંતર જાણે જેહ**
**રૌરવ નરક તણો અધિકારી, નિશ્ચેં જાણો તેહ ૯**
**દાનવપતિ ભૂપતિ મોટો, શત યજ્ઞ જેણે કીધા**
**આદિપુરુષ યાચક થૈ આવ્યા, પુરાણે પ્રસિદ્ધા ૧૩**

૧. વડોદરા લાઇબ્રેરી મિસેલેનીમાં આ આખ્યાન પ્રસિદ્ધ થયું છે. એની બીજી પ્રતિ ગુ. વ. સોસાયટીમાં છે, પણ તે તૂટક છે. ગુજરાત વર્નાક્યુલર સોસાયટી દ્વારા સ્વ. સાક્ષરશ્રી દિ. બ. કે. હ. ધ્રુવે પ્રકટ કરેલાં પંદરમી સદીનાં કાવ્યોમાં આ કાવ્ય છપાયું છે.

પગલાં ત્રિણિ મેદિની માગી, વામનરૂપેં છલીયો
તેહ તણો કુંઅર અતિ મોટો, બાણાસુર મહા બલીયો ૧૫

* * *

એણી પિરિ બોલ્યાં ઉમયા વાણીજી, સ્વામી સાંભલો વચન
વચન સાચૂં સાંભલો, સમરથ શંકરદેવ પ્રમાણીજી ૨૮
ભાવેં કભાવેં ભકિત માનો, એ શી તહ્મારી ટેવ ૨૯
મન શૂં એમ જૂઉ નહીં, જે દુર્મતિ છે કોય
એહવા ધૂર્ત્ત ઘણાઇ બેંસશેં, તપ કરવાનેં સોય ૩૦

* * *

એણી પિરિ અસુર ઉથેડીઓ, પ્રભુ દેવે અનંત
પિરિ કરી પરબ્રહ્મજીઇં, આંણ્યો તેહનો અંત ૪૬

* * *

રાજમદ વાધ્યો ઘણો નિ, ધનમદ ભર્યો અપાર
પ્રાક્રમનો મદ વાધીઓ નિ, કરઇં મંન્ય વિચાર ૭૬
સહસ્ર ભુજ તે ચલવલેં, કરવાનેં સંગ્રામ
વઢનારો કો મ્યલેં નહીં તો કોણ ઘાલેં હામ ૭૪

* * *

જાગી નારિ ન દેખેં નાથ, કામિની કોહોનો સાહ્યો હાથ
ધુરત કો મ્યલો માહારે સંગ્ય, કન્યાવરતનો કીધો ભંગ
જેણે દીઠી માહારી કાય, તે આવીનેં જો કર સાહાય
નાથ કહીનેં તેહીનેં વરું, નહીં તો વિષ ખાઇનેં મરું ૩૭

# ૩૩. પંચાખ્યાન વાર્તિક

## (સં. ૧૫૫૦ આસપાસ)

દક્ષિણ દેશ, તિહાં મહિલારૂપ નામઈં નગર। તિહાં જિતશત્રુ નામઈં રાજા રાજ્ય કરઈ। તિણ નગરઈં વર્દ્ધમાન ઇસઈં નામિ વ્યવહારીઉં વિણજારઉ। તે એકદા અવસરઈં ૫૦૦ પોઠીયા વિસાણઈં ભરિ પરદેસ ચાલ્યઉ। ઈમ કરતાં કિતલેક દિને ગિરિ માંહિ આવ્યા। તિહાં મહંત એક નદી આવી। તે નદી પોઠિઇં ઊતરતાં પોઠીઉ ૧ થાકઉ। તેહ નઇં ઘણા ઉપાય કીધા। પિણ ચાલઇ નહીં। પછઇ તે પોઠિયા નઇં તત્ર મૂકી વિણજારઉ ચાલ્યઉ। તે પોઠીઉ નદી નઇં કાંઠઉ ઘણા નીલા પડ ચરઇ, પાણી પીયઈ ઘણો માતઉ થયઉ। તે ત્રાડૂકઇ। તિહાં રહતાં એકદાં વન માહિલઉ વાઘ પાણી પીવા આવ્યઉ। એહવઇ સમઇ તે પોઠીઉ નદી માહિથી ત્રાડૂકયઉ। ડૂંગર માહિથી મોટા પડસબદા નીકલ્યા। તે વાઘઇં વિષમઉ શબદ સાંભલી બીહતુ મન માહિ વિમાસિવા લાગઉ। તે વન માહિ વાઘ ઠાકુર છઇ। તેહનઇં ઘરિ દમનક ૧ કરટક ૨ એ બે પરધાન છઇં। તે કહઇં। આણપ્રીછયઉ અણજાણ્યઉ કામ ન કીજઇ। તે ઊપરિ વાઘનઇં પરધાન કથા કહે છે।

કોઇ એક નગરઇં શ્રીપતિ સેઠ। તેહ ધનવંત પિણ કૃપણ। પછૈ એક દિનઇં લખમી શ્રીપતિનઇં સુહિણઇં રાત્રે આવી કહિવા લાગી। હૂં જાઉં છઉં। શ્રીપતિ કહિઉ: કાંઇ જાઇ। વલતી લખમી બોલી: તઇં મુઝનઇં બંદીપાનઇં ઘાતી મૂંકી વિદ્રવી નહી, વિલસી નહી। તિણ મેલિ હું જાઉં છું। પછૈ શ્રીપતિ ૮ દિન માંગી લીધા। પછઇ પરભાતિ સેઠઇ લખમી ખરચાવી માંડી। શત્રુકાર માંડયો। બાંભણનઇં સ્વર્ણદાન અશ્વદાન ઇણિ પરઇં લખમી પરચી। સર્વ પરચી બઇઠો। વલી આઠ મઇં દિનઇં લપમી શ્રીપતિનઇં સુહણઇં આવી: અહો શ્રીપતિ! તો નઇં મૂંકિવા આવી હતી: પિણ મુઝ વતઇં જવરાઇં નહી। તઇં પુણ્યની પાલિ બાંધી। તિવારઇં શ્રીપતિ કહઇ! વેગી આવિ। લખમી કહઇ મઇં ધંધો ન થાંઇ! પછઇ લખમીઇં શ્રીમતિનઇં કલંકની પુડી ૧ આપી। અનઇં ઉપધાંની ગજ ત્રિણ લાકડી એક આપી। લપમીઇ કહિઉ એ પુડી માહિ કલંક છઇ। તે આદિત્યવારનઇં દિહાડઇ ઇડરગંગા નઉ સંઘ

આવસ્યઈ। તે સંઘ માહે ગાહુક ઓહવઈ નામઈ કાપડી ૧ છઈ। તે માહરે ભગત છઈ। તેહનઈં ઘરિ તેડી વારૂ ભગતિ કરી નઈં ભોજન મધ્યે એ કલંકની પુડી દેજ્યે। વલી તેહનઈં સેજિ સૂઆડીનઈં નિદ્રા આવ્યા પછી એ લાકડીઇં પગ ઊપરિ ટચકાવે। પછઇ તે કાપડીની કાયા સોનાની થાસ્યઈ। પુરસો થાસ્યઈ। આદિત્યવારઇં શ્રીપતિ પ્રોલિ ગયો। તિવારઈં તે ગાહુક કાપડી સન્મુખ મિલ્યો। તેહનઈં શ્રીપતિ ઘરિ તેડી આવ્યો। સાથિ મર્દનીઉ તેડયઉ। વારુ આવાસ માંહિથી તેલ સુગંધ કાઢ્યા। તે ગાહુક કાપડીનઈં મર્દન કીધા। પછે સુગંધ પાણીઇં સ્નાન કરાવ્યો! પછઇ પીતોદક ઘટિબંધ તે કાપડીનઈં પહિરવા આપ્યા। પછઇ તે કાપડીનઈં આગલિ થાલી માંડી। તે માંહિ ખીર ખાંડ પ્રીસ્યાં ને માહિં કલંક મૂકયઉં। પંચામૃત જિમાડયો। પછઇ ઊપરી પાનસોપારી આપ્યા। પછઇ તે કાપડી સૂતો। નિદ્રા આવી। ઉંસડની લાકડીઇં ચટકાવી તે સોનાનો પુરસો થયઉ। સ્ત્રી કન્હઇં અંગાહુઉ જોવરાવ્યો। જોઇ તો નાપિત દેખઇં છઇં। તે વાલંદનઇં શ્રીપતિ પુરસાની ૧ બાંહ છેદીનઈં આપી। પછી વાલંદઇં આપણઇં મનિ ચીંતવ્યો। શેઠની પરઇં હૂં પુરસો કરીસ। ઇમ ચીંતવી ઘરે આવીનઈં સ્ત્રી નઈં કહિયઉ। અરે સ્ત્રી! તાહરો પીંટલો મુઝનઈં આપિ હિવડાં નઈં તોડીઇ સાવ સોનાનઉ કરી આપૂં। સ્ત્રીઇં પીંટલો આપ્યઉ। પછઇ વાલંદઇ પીંટલો વેચી નઈં તેહના અનેક નાનાવિધ ભોજન નીપાયા। પછઇ એક કાપડીનઇ તેડીનઇં આવ્યો। તેહની પોતઇં ઘણી સેવા કીધી। પછઇ કાપડીનઈં જિમાઇ સૂઆડયો। પછે નીંદ આવી। કાપડી કપટનિદ્રા કરી ઘોર કરિવા લાગઉ। વાલંદઇં મૂસલિ ઊપાડિ પગ ઊપરી વાહિઉં. વાહતાં માથાની ઈંસ ભાગી। કાપડી ઊઠિ વાલંદ સૂં વિલગો। બૂબ પાડી। તિહાં માણસ મિલ્યા। વિઢતા વિઢતા રાજા પાસઇં ગયા। તેહનઈં રાજાઇં પૂછિઉ। વાલંદઇં કહિઉ: જે શ્રીપતિ સેઠિનઇં ઘરિ પુરિસો ઇમ થયઉ। વાત સગલી માંડીનઈં કહી। પછઇ શ્રીપતિનઇ તેડાવ્યો। પછે પૂછિઉ। શ્રીપતિ સર્વ વાત કહી। રાઇં કાપડી હાકી મૂકયઉં। તત્ર શ્લોક પંડિતઇં કહિઉ।

कुश्रित कुप्रणष्टं च कुज्ञातं कुपरीक्षितं ।
तन्नरेण न कर्तव्यं नापितेन यथा कृतम् ॥१॥

★

# ૩૪. કીકો વસહી[1]

## (સં. ૧૫૫૦ ની આસપાસ)

અનાઉલા[2] જાતિનો આ પ્રાચીન કવિ છેક જ અંધારામાં રહી ગયો છે. એની કાવ્યમાં રચ્યા સંવત્ લખ્યો નથી, પણ ભીમની 'ષોડશકલા'ની પ્રાચીન પ્રતિ જે સં. ૧૬૦૦ની આસપાસમાં લખાયેલી છે તેમાં આ કાવ્ય લખેલું છે. તેથી, તથા એની ભાષાના સ્વરૂપ ઉપરથી વગર સંકોચે કહી શકાય એવું છે કે એ કવિ ભાલણ અને ભીમનો સમકાલીન છે. ભાગવત દશમસ્કંધ ઉપરથી એણે શ્રીકૃષ્ણનું "બાલચરિત્ર"[3] રચ્યું છે. એને અંતે તે પોતાની ઓળખાણ આ પ્રમાણે કરાવે છે:

**આદિ ઉતપતિ કવિ તણી, નયર અનાઉલિ ઠાંમ**
**ઋષિ અજાચી શર્જ્યા, થિર થાપ્યા શ્રીરામ ૬૨૩**
**ઉત્તમ કુલ ઉદીચનૂં, વિશ્વંભર વર દીધ**
**કર આપુ કરસણ કરૂ, દેવિ દાતા કીધ ૬૨૪**
**જણદીવી જણ નયરનૂં, નરહરિ નામિ નાંમ**

---

૧. કવિચરિત (કે. કા. શાસ્ત્રી), ૨, ૨૯૭-૩૦૩.

૨. પ્રચલિત નામ અનાવલા છે, પણ ખરા અર્થવાળું અને પ્રાચીન કાળે ચાલતું અન્નાઉલા નામ છે. મૂળ ઉન્નાય જ્યાં ઊના પાણીના કુંડ છે, ત્યાં તેમનું વાસસ્થાન હતું. પાછળથી તેઓ પાંચેક ગાઉ છેટે ઉન્નતપુર વસાવીને ત્યાં રહ્યા: અનાઉલ પુરાણમાં ઉન્નતપુર નામ છે. 'પુર'નો 'પ' લોપાઇને 'ઉર' થાય છે ને 'ર'નો સ્પષ્ટ ઉચ્ચાર નહીં કરી શકનારા 'ર'ને સ્થાને 'લ' બોલે છે: એ નિયમે 'ઉર'નું 'ઉલ' થયું એટલે 'આનઉલ' ગામનું નામ થયું 'અન્નાઉલ'માં વસનારા તે 'અન્નાઉલા.'

૩. આ ગ્રંથની હ. લિ. પ્રતિ શ્રી ફાર્બસ ગુજરાતી સભાના પુસ્તકસંગ્રહમાં છે.

વાડિવ વંશિ અવતર્યું, વશિ વાશિ તીણિ ઠાંમિ
વસહી ગોદા સંભમી, કહિ કીકુ કર જોડિ
બાલચરિત્ર નરહરિ સુણી, ભવભયબંધન છોડિ ૬૨૬
કવિભાવિ કીરતી કરૂં, કરૂં તે પૂજાનાદ
કહિ કીકુ પ્રહલ્લાદ પરિ, સમર્યા દીજે સાદ ૬૨૯
વિપ્ર અજાચી સરજ્યા, હૂં તહ્ય યાચૂં દેવ
આપિ ઉચિત કીકુ કહિ, ભવિ ભવિ તાહારી સેવ ૬૩૦

અનાઉલા બ્રાહ્મણોની કથા એવી છે કે રામચંદ્રજી લંકાથી રાવણનો વધ કરીને પાછા વળ્યા તે વખતે તેમણે રાવણને મારવાથી લાગેલો બ્રહ્મહત્યાદોષ નિવારવા દંડકારણ્યમાં યજ્ઞ આરંભ્યો. પણ ત્યાં તેમને પૂરતા પ્રમાણમાં વિદ્વાન્ બ્રાહ્મણો મળ્યા નહીં. એથી રામચંદ્રજીએ ઉત્તરમાંથી વિદ્વાન બ્રાહ્મણોને તેડાવીને તેમની પાસે યજ્ઞ કરાવ્યો. આ બ્રાહ્મણોને ત્યાં જ વસાવ્યા, અને તેમને વરદાન આપ્યું કે તમારે કૃષિકર્મ (ખેતી) કરી નિર્વાહ કરવો, અને કોઈનું દાન લેવું નહીં. કવિ રામે સ્થિર સ્થાપ્યા કહે છે તે આ કારણથી. ઔદીચ્યનું કુલ કહે છે તે ઉત્તરમાંથી આવ્યા માટે ઉદીચ્ય, અને અજાચી કહે છે તેનું કારણ પણ એ.

આ કથામાં રામનો સંબંધ જોડ્યો છે તે, બીજાં બધાં જ્ઞાતિનાં પુરાણો શિવ વિષ્ણુ, બ્રહ્મા, સૂર્ય કે ઇંદ્ર સાથે સંબંધ જોડીને તે તે જ્ઞાતિને ઉત્પન્ન કરે છે તેવું છે. પણ એટલું ખરૂં કે કોઈ એક રાજાએ તેમને યજ્ઞ કરવા નિમિત્તે તેડાવ્યા હશે, અને પછી ત્યાં વસવાટની જોગવાઈ કરી આપી હશે, અયાચક વૃત્તાનું સંભવિત કારણ એમ લાગે છે કે ઉત્તરમાંથી આવી વસેલા આ પુરુષોને કન્યાની ખોટ પડી, એથી તેમણે આસપાસમાં વસતી નાગજાતિની[૪] કન્યાઓ લીધી.

---

૪. 'નવસારી'નું પ્રાચીન સંસ્કૃત નામ 'નાગસારિકા' છે, અથવા 'નાગમંડલ' છે. મંડલ એટલે જીલ્લો. નાગલોકોનો જીલ્લો. આ સિવાય 'નાગદ્રહ' 'નાગધર' વગેરે નાગજાતિના નામનાં બીજાં ગામો પણ છે. 'નાગપુર' વગેરે તરફ એ જાતિના બહુ મોટી સંખ્યા છે ને તે 'નાગ' એ જ નામે ઓળખાય છે. સુરત જીલ્લામાં કાળી-પરજ નામે ઓળખતી જાતિ તે આ નાગજાતિની ઓલાદ છે.

સ્મૃતિશાસ્ત્રના બંધારણ પ્રમાણે આવી કન્યાઓ લેવાનો તે કાળે જરા પણ નિષેધ ન હતો. માત્ર આવી કન્યાઓથી થયેલી પ્રજા તે બ્રાહ્મણ કન્યાથી થયેલી પ્રજા તરીકે પુજાય નહીં. આ કારણને લીધે જે જે જ્ઞાતિમાં અનાર્ય અથવા શૂદ્રની કન્યાઓ આવી છે તે તે જ્ઞાતિના બ્રાહ્મણો લોકોથી પુજાતા નથી. આ કારણને લીધે તેઓ અજાચક છે. સ્મૃતિનો બીજો નિયમ આવો છે કે બાપના જેવો આચાર પાળનારી પ્રજા પરજાતિની સ્ત્રીથી થએલી હોય તો પણ પાંચ પેઢીએ તે બાપની બરાબર થઈ જાય છે.

કવિનું ગામ ગણદેવી છે. ગણદેવીને નગરોનો ગણ[૫] કહ્યો છે. એટલે એ મોટું નગર છે, એટલું જ નહિ પણ તાલુકો છે. આસપાસનાં બીજાં ગામ તેની સાથે જોડાયેલાં છે. નરહરિ નામના પુરૂષના એ વંશજો. એમના પિતાનું નામ ગોદા વસી. ગોદા એ ટુંકું નામ છે. એ જીલ્લામાં ટુંકાં નામનો પ્રચાર હજુ પણ અતિશય છે. કુબેર તે કુબો, જગજીવન તે જગુ, વગેરે. વસી એ અનાઉલામાં ચાલતી અટકોમાંની એક અટક છે. ‘વસી’ અને ‘નાયક’ એ બે એમની પ્રાચીન અટકો છે. ‘નાયક’ એટલે આગેવાન, અને ‘વસી’ એટલે વસતી—સામાન્ય માણસ—ખેડૂત. મુગલાઈ અમલમાં દેસાઈની અટકો ચાલત, થઈ છે, ને હમણાં તે અટકવાળા સર્વથી શ્રેષ્ઠ લેખાય છે.

કીકો કવિ કહે છે કે હે દેવ! અમને અજાચક સર્જ્યા છે, છતાં હું તમારી પાસે યાચના કરૂં છું કે મને ભવોભવ તમારી સેવા આપજો. કવિ આવો ભક્ત છે. એનું કાવ્ય પણ એવું જ ભકિતભાવથી ભરેલું, પ્રાસાદિક અને રસભર્યું છે. એનો નમૂનો આ પ્રમાણે છે:—

---

૫. ગણ એટલે ટોળું. ટોળામાં જે મુખ્ય હોય તેનો તે ગણ કહેવાય, જેમ આંબો વગેરે ઝાડોનું ટોળું તે આમ્રાદિ ગણ.

કાલિનાગને શિક્ષા કરવા કૃષ્ણ[૬] યમુનામાં પડ્યા છે, એવી ખબર મળતા ગોકુળમાં કેવી સ્થિતિ થઈ તે કહે છે:—

સુણી વાત માતા દડવડી, રુદન કરિ ચાલિ ચડવડી
નંદ ગોપ મનિ વિહ્‌વલ થાઇ, નયરલોક શૂં યમુના જાઇ ૨૫૫

ગોકલ સકલ સુણી ખલભલ્યૂં, નંદ કેડિ સવિ આવી મિલ્યૂં
ગોપનારિ સહૂ સાથિ જાઇ, કરિ વિલાપ યશોદા માય ૨૫૬

કહિ માતા મહીધરનિ કાજ, કરૂં પ્રાણ હવિ માહારા ત્યાજય
ઝંપાવાનિ આઘી થાઇ, અવર નારિ સહૂ બાંહિ સાહિ ૨૫૭

નંદ નિસાસા મૂકિ ઘણા, ઘસિ હાથ હઈઈ આપણા
દુ:ખ કિહિનિ કહ્યૂં ન જાય, પુત્રવિયોગ નહી સહિવાય ૨૫૮

કૃષ્ણ જળમાંથી નીકળી બહાર આવતાં સર્વને હર્ષ થયો, તે વિષે કવિ કહે છે:

વસહી કીકુ વીનવિ, સુણિ તુ દેવ મોરારિ
યમ ગોધન જીવાડપૂં, તિમ તૂં કરજે સાર ૨૯૬

માયા મોહનિ વસિ પડયાં, વીસાર્યાં તુઝ નામ
દયા કરિ તુ સાંભરે, ભકતાજન વિશ્રામ ૨૯૭

ગોવાલા સાજન પરવર્યુ, ગોવ્યંદ ગોકલ માંહિ સાંચર્યુ
સરસા બંદી બંદીજન ગાજતિ, ચંગ મૃદંગ ઢોલ વાજતિ ૨૯૮

૬. પ્રેમાનંદના નાગદમણમાં કૃષ્ણને યમુનામાં પડવાનું કારણ તેમનો દડો પાણીમાં પડયો હતો તે બતાવ્યું છે. કાલિ-દ્રહની ભયંકરતા જાણવા છતાં દડા જેવી નિર્જીવ વસ્તુ માટે કૃષ્ણ ઝંપલાવે, એ યોગ્ય લાગતું નથી. આ કાવ્યમાં ગાયોને દ્રહના પાણીથી ઝેર ચઢયાનું કારણ કહ્યું છે. આખું ધણ ઝેરથી પડયું, કૃષ્ણે જાણ્યું કે કાલિ-નાગને લીધે આ પરિણામ થયું તેથી તેને વશ કરવા તે પડયા. આ કારણ વધારે બુદ્ધિગ્રાહ્ય લાગે છે. નાગને નાથવાની વાત પણ કવિએ માની નથી. નાગને વશ કર્યો એ જ એને નાથ્યો.

ઈમ પુહતા ઘરિ ત્રિભોવન રાય, હરખિ ધવલ નારિ સવિ ગાઈ
તલીયા તોરણ બાંધ્યા બારિ, ઘરિ ઘરિ ઉચ્છવ જયજયકાર ૩૦૦

વીઠલ વીઘ્ન થિકુ વાંમીયુ, તીણિ નંદ હરખ પામીયુ
અતિ આનંદિ માંડયું કર્ણ, હાથ ઉડાવ્યા વર્ણાવર્ણ ૩૦૧

મરણઘાંટીમાંથી ઊગરીને પુત્ર ઘેર પાછો આવ્યો અને આખા ગોકુળનું ગોધણ મરતું બચ્યું એથી નંદને ઘેર તેમ જ આખા ગોકુળમાં આનંદ આનંદ છવાઈ ગયો. કર્ણના જેવી ઉદારતાથી નંદે સર્વ વર્ણને ભોજન જમાડયું. માગણોને દાન આપ્યું અને ષડ્દર્શનને સંતોષ્યાં.

આવાં બધાં વર્ણનો રસભર્યાં છે. આ ૬૩૦ કડીનું દૂહા ને ચોપાઈમાં રચાયેલું કાવ્ય છે.

આ કવિનું બીજું કાવ્ય 'અંગદવિષ્ટિ' છે. તે 'બુદ્ધિપ્રકાશ' (વર્ષ ૭૦, પૃ. ૩૫૩-૩૬૪)માં હરિનારાયણ આચાર્યે પ્રસિદ્ધ કર્યું છે.



# ૩૫. ભગવદ્‌ગીતાના અર્થ

## ( સં. ૧૫૫૦ની આસપાસ )

આ ગ્રંથમાં શ્રીમદ્‌ભગવદ્‌ગીતા પૂરેપૂરી ગુજરાતી અર્થ સાથે લખી છે. ગ્રંથનાં છેલ્લાં થોડાં પૃષ્ઠો જતાં રહ્યાં છે. એથી એનો લખ્યા સંવત્ કે લખનારનું નામ જણાયું નથી. પણ પ્રતિ ઘણી જૂની અને લિપિ પડિમાત્રાની[1] છે, તેથી ખાત્રી થાય છે કે તે સંવત્ ૧૬૦૦ પહેલાં લખાયેલી છે. પ્રતિ ઘણી શુદ્ધ અને સુવાચ્ય છે.

નમૂનો આ પ્રમાણે છે:—

મધુ દૈત્યના વધનુ કર્તા એ શ્રીકૃષ્ણ તે અર્જુન પ્રતિ વાક્ય બોલ્યુ। કહેવુ છઇ તે અર્જુન। વિખાદિ યે દુ:ખ તે પાંમતુ છિ। પરમ કૃપા ઉપની યેહનિ નયન થિકાં ચાલતાં છિ આંસુ યેહનિ (૧). (श्री भगवानुवाच) અર્જુન એ કલુખપણું કિહાથિકૂં આવ્યું। અર્જુન એણી વાતિ તુજનિ સહુ અનાર્ય કિહશિ! સ્વર્ગલોકની પ્રાપ્તિ નહી હૂઈ। અપકીર્તિ ઉપજિશિ। હું કહૂં તે કરિ (૨). કુંતીના પુત્ર એ કાયરપણું મૂકિ। તાહરિ વિપિ કાયરપણું ન ઘટિ। તૂં અનેક શત્રુનુ પરાજયનુ પમાડણહાર। એ હૈઆનું દુર્બલપણું મુકિ ઉઠિ। સંગ્રામ કરિ। કૃષ્ણનાં વચન સાંભલી અર્જુન કહિ છિ। કૃષ્ણ હૂં કાંઇ દુર્યોધન થકો ત્રાસ પામું છું અનિ સંગ્રામ નથી કરતુ। સ્વામી ઇમ મ જાણિ। પણ શૂં કરૂં। યુદ્ધ અન્યાનુ છિ। (૩). વૈરીની કોટિના વિધ્વંસનાર અરે કૃષ્ણ। પિતામહ યે ભીષ્મ। ધનુર્વિદ્યાનુ અધ્યાપક યે દ્રોણાચાર્ય। એહના શરીરનિ વીપિ કિમ બાણના પ્રહાર મૂકીઇ। કેહવા છિ એહ। ચંદન પુષ્પવડિ પૂજા કરવા યોગ્ય છિ। તુ કૃષ્ણ કહિ છિ! તાહરુ દેહ નાશ પાંમવાની વેલા આવી એહવું કહિ થિકિ અર્જુન કિહિ છિ॥

---

૧. અક્ષરની ઉપર માત્રા કાઢવાને બદલે અક્ષરની ડાબી બાજુએ કાનો કરવો તે પ્રતિમાત્રા–પડિમાત્રા જેમ “कें” કરવો હોય તે ाक, “को” કરવું હોય તો ाका. સંવત્ ૧૬૦૦ પહેલાં એ પ્રમાણે લખવાનો રિવાજ હતો.

卐

# સૂચિ

★